

શ્રી સદ્‌ગોર ઈમામશાહ મહારાજની

# મન ચિત્તવરણી



: પ્રકાશક :

સતપંથ સેવા પ્રકાશન સમિતિ

શ્રી સતપંથ પ્રેરણા પીઠ - પીરાણા

તા : દસક્રોઈ જી. અમદાવાદ - ૩૮૨ ૪૨૫



શ્રી સદ્‌ગોર ઈમામશાહ મહારાજની

# મન ચિત્તવરણી





: પ્રકાશક :
સતપંથ સેવા પ્રકાશન સમિતિ
શ્રી સતપંથ પ્રેરણા પીઠ - પીરાણા
તા : દસક્રોઈ જી. અમદાવાદ - ૩૮૨ ૪૨૫



### શ્રી સદ્‌ગોર ઈમામશાહ મહારાજની

# મન ચિત્તવરણી



: પ્રકાશક :

સતપંથ સેવા પ્રકાશન સમિતિ

શ્રી સતપંથ પ્રેરણા પીઠ - પીરાણા

તા : દસક્રોઈ જી. અમદાવાદ - ૩૮૨ ૪૨૫

પુસ્તકનું નામઃ—

શ્રી સદ્‌ગોર ઈમામશાહ મહારાજ કૃત

# મનચિત્તવરણી

પ્રકાશક :—

સતપંથ સેવા પ્રકાશન સમિતિ

શ્રી સતપંથ પ્રેરણા પીઠ, પીરાણા

તાઃ દસક્રોઈ જી : અમદાવાદ - ૩૮૨૪૨૫

પ્રથમ આવૃત્તિ :

સંવત ૨૦૫૪ના અષાઢ સુદ - ૧૫

ગુરૂપૂર્ણિમા - તા. ૯-૭-૧૯૯૮



મુદ્રક :—

નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ

ઘીકાંટારોડ, અમદાવાદ-૧

ફોન નં. ૫૫૦૮૬૩૧/૫૫૦૮૯૭૭

[૩]

ॐ

# પ્રસ્તાવના

હે સજ્જન આ મન ચિત્તવરણી જ્ઞાન સદ્ગુરૂ શ્રીઈમામશાહ મહારાજની સ્વમુખવાણી છે જે સમયે પોતે પ્રેરણા પીઠની સ્થાપના કરી ત્યારે સંતો ભક્તો દૂરદૂરથી આવતા જતા જ્ઞાનની ભુખ ગુરૂમુખ વાણી સાંભળવાની ખુબ તાલાવેલી હતી. તેમાં સાધ્વી કીકીબેન, ભક્તભાભારામ, સંત નાયાજી, સંત શાણાજી અને ભક્ત મંડળ વિગેરે સદગુરૂ સામે મીટમાંડી બેસતાં ઘણા બધા મુઝવણના પ્રશ્નો પુછતાં ત્યારે ગુરૂ મહારાજ સરળ ઉકેલ કરતા અને તેમને જવાબ આપતા. હે સજ્જનો !! બ્રાહ્મણ વિષે 'કહું બ્રાહ્મણ કોણ ? જેમનું ચિત્ત બ્રહ્મમાં રમણ કરતું હોય જેમને કોઈ સંસાર ના પદાર્થો અનિત્ય લાગતા હોય સંસાર પર વૈરાગ હોય સમદ્રષ્ટીને શિતળતા હોય, ધર્મનું પાલન પોતે કરતા હોય, તે ખટકર્મ સહીત આચારસહિંતા જેમનાંમાં હોય તે બ્રાહ્મણ છે. વર્ણભેદનું કારણ હોતું નથી વળી ગુરૂ મહારાજ કહે છે હે સજ્જનો - આ જગતનો માલિક અલૌકીક છે પણ જગત રચનાને માટે આદીનારાયણે ચતુર મુર્તિથી ઉત્પતી કરે છે તે બ્રહ્મના ચાર પાદ છે (ॐ) અ. ઉ. મ. ँ અર્ધમાત્રા ઉપર બિંદૂ તે નિરાકાર તેમાંથી સરજી મુર્ત ચાર બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ શક્તિ મળી આ સંસારની રચના કરી તો સર્વોપરી સાત્વીક દેવતા વિષ્ણું ભગવાન છે જેમાં ચતુર્થ દેવોનો સમાવેશ થાય છે માટે

નિખાલસ હૃદયથી ભગવાન વિષ્ણુએ વેદ માર્ગ બ્રહ્માને સમજાવ્યો છે. તે માર્ગે ધર્મને અનુંસરવું, જેમાં ચારે દેવનું પુજન છે તે છોડી બીજા દેવો ને પૂજવા અનેક દેવોની ભક્તિ કરવી તે અફળ નથી, પણ જેનીં ભક્તિ કરીયે અને તેવું પામીએ !!

જેના માટે વિમખુવાણી ગીતાજી પણ કહે છે :-

"જન્મ કર્મ ચમે દિવ્ય મેવ યો વત્તિ તત્વતઃ।
ત્યત્તે દેહં પુન જન્મ નૈતિ મામેતિ સોઽંર્જુર્ન ॥ગીતા.અ.૪ સં. ૯

હે અર્જુન આવી રીતે મારો જન્મ અને મારાં કર્મ દિવ્ય છે આ વાત જે યર્થાથ જાણે છે તે દેહ ત્યાગ પછી પુનર્જન્મ પામતો નથી પરંતુ તે મનેજ પ્રાપ્ત થાય છે

વિતરાગ ભય ક્રોધા મન્મયા મામુયા શ્રિતાઃ।
બહવો જ્ઞાન તપપસા પુતા મમ્મદાવ માગતાઃ॥ ગીતા અ.૪ સં.૧૦

જેમનાં કામ, ભય અને ક્રોધ નષ્ટ થયાં છે, અને જે મારા સ્વરૂપમાં ભળી જઈ મારા જ આશ્રયે રહેલા છે એવા જ્ઞાનરૂપી તપથી પવિત્ર થયેલા પુષ્કળ જ્ઞાનીઓ મારા સ્વરૂપને પ્રાપ્ત થાય છે !!

યે યથા માં પ્રપધન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્।
મમ વન્માનુવર્તનતે મનુષ્યા પાર્થ સર્વશ : ॥ ગી. અ. ૪. શ. ૧૧

જેઓ જે ભાવથી મારૂં ભજન કરે છે તેમની ઈચ્છા તે ભાવના પ્રમાણે જ હું પૂર્ણ કરૂં છું હે અર્જુન સર્વેલોકો સર્વ પ્રકારે મારા માર્ગથીજ ચાલનારા છે, તો એક પ્રભુથી બધી રચના

થયેલ છે તો છ દર્શન વિગેરે જુદા જુદા માર્ગોએ ઈશ્વર શોધી એ તો પણ પરમાત્માને પામવા સિવાય સંસારની માયા જાળ છુટવાની નથી !!

માટે એક ઈશ્વરમાં જ ચિત્ત રાખી પ્રભુને પ્રાપ્ત કરી લેવા એજ ભક્તિ માર્ગમાં મોટો સાર છે વળી પથ્થર, પાણી, વૃક્ષ , તિર્થ યાત્રા વિગેરે નો ખુલાસો આપેલ છે પથ્થર પાણી વૃક્ષને કોણ બનવનાર છે તેને પુજો, સંતો કહે છે ''ગોરખ જાગતા નર સેવિયે જાગતા નર સેવતાં મને મળયા નિરીજન દેવ ગોરખ જાગતા નર સેવીએ પથ્થર પુજે હરીમીલે તો મે પુજું ગીરીરાજ'' જો એ પથ્થર કી ચક્કી બનત હૈ પીસ પીસ જગ ખાય. તેમજ અનેક સંતોના જુદા જુદા મત છે પણ ભાવાર્થ એકજ મળે છે ઈશ્વરનું નામ સ્મરણ હ્રદયમાં અખંડ રાખવું એ હરી નામથી જ આ સંસાર સાગરથી નાવ તરી પાર થશે. સહજ સમાધિ ઉત્તમ; ધ્યાન ધારણા મધ્યમ, મુર્તિપૂજા કનીષ્ટ - અધર્મો અધમ તિર્થયાત્રા માટે આવી અનેકોનેક બાબતો બતાવેલ છે તેમ મહાસંતો પણ એ જ વાત કહે છે. અભ્યાસ જાગ્યા પછી ભમવું નહી ન કરીયે ભેદ વાદીનો સંગ કાયમ રહેવું એકાંતમાં તો માથે રહે સદ્‌ગુરૂનો સાથ ''તિર્થ વ્રત કરવાં નહીં ને પાળવાં ગુરૂજીનાં વચન'' એવી ખટપટ છોડી દેવી જ્યારે જણાય માંયલ્યો મર્મરે હરી મય જગત જ્યારે જણાય ત્યારે ત્યારે પ્રપચંથી રહેવું દૂર મોહ સઘળો દૂર કરીને હરી ભાળવા ભરપુરરે તો સતી ગંગા દેવીનો સંદેશો છે. માટે હે સજ્જનો! આ મનચિતવરણી જ્ઞાન ઉપદેશ સદ્‌ગુરૂ મહારાજે

સુંદર સમજાવ્યું છે અનેક ભ્રમણાઓને દૂર કરેલ છે જેમ સંત બ્રહ્માનંદ કહે છે : ''કોઈ શેષ, ગણેશ, મહેશ, રટે કોઈ પુજત સંત મહાત્મા કો સબપંથ ગ્રંથ છોડય કરકે એક ઈશ્વર મે ચિત જોડ દીયા''

તેજ પ્રમાણે સદ્‌ગુરૂ શ્રીઈમામશાહ મહારાજે અનેક પંથપંથડીઓ ના ભેદનું નિવારણ કરી વિષ્ણુ પરમાત્માની અનેક લીલાઓનોં મહીમા સમજાવી છેલ્લે કલિયુગમાં અધર્મ નિવારવા શ્રી નિષ્કલંકી નારાયણ નિરાકારથી સાકાર રૂપ પ્રગટ થશે તેનું ચિતવન ભક્તિ સ્મરણનો આદેશ બતાવેલ છે માટે હે સજ્જનો !! શ્રી નિષ્કલંકી નારાયણ શરણમં મમઃ નો જાપ જપી ઈશ્વર શરણે રહેવું, પ્રભુનું નામ સ્મરણ થી સંસારના મોહને કાપી જન્મ મરણથી મુક્તિ મેળવવી.

— સતપંથ સેવા પ્રકાશન સમિતિ,
સતપંથ પ્રેરણાપીઠ, પીરાણા.
તા. દસક્રોઈ
જી. અમદાવાદ-૩૮૨૪૨૫.

શ્રી સદ્ગોર બ્રહ્મા, મહાબ્રહ્મ ઈંદ્ર ઈમામશાહ મહારાજની

# મનચિત્તવરણી

તો મુનિવર ભાઈ !
પ્રથમ અથર્વવેદી ગોર નરને સેવીયે;
એને સેવંતા શંકા ના આણરે,
જો દૃઢ વિશ્વાસે સેવીએ;
તો અમર થાએ પ્રાણરે. ૧

તો મુનિવર ભાઈ !
અમરાપુર તો પામીયે;
જો સેવીયે સદ્ગોર નુર રે,
એક મનચિત્ત સેવીયે ગોરનરને;
તેનાં પાપજ થાએ દૂર રે. ૨

તો મુનિવર ભાઈ !
આજ કલિયુગમાં સાચા સદ્ગોરને જાણજો;
તે ગોર ઈમામશાહ હોય રે,
તેને દોકરી જાણે બાવલે;
તે નિશ્ચે નરકે જાએરે. ૩

તો મુનિવર ભાઈ !
જન્મરણ તો છુટીએ;
જો સેવીએ ઈમામશાહ ગોરનાં પાયરે,
જો નિત્ય નિત્ય ગતમાં જઈ સેવા કરે,
તે સહી અમરાપુર જાયેરે. ૪

તો મુનિવર ભાઈ !
આજ કલિયુગની ગત ગંગા કરીને જાણજો;
જેનો ગુપ્ત વહે પ્રવાહરે,
તેમાં નિત્ય નિત્ય જઈ સ્નાન કીજીએ;
તેનાં કીધા પાપ જાયેરે. ૫

તો મુનિવર ભાઈ !
મુખી સેવક એક મનચિંત્તે સાંભળો;
અને સાંભળો મોક્ષ મુક્તિનાં ઠામરે,
ઈંદ્ર ઈમામશાહે એમ ભાંખીયા;
જ્ઞાન મુનિવર ચિત્તવરણી નામરે. ૬

તો મુનિવર ભાઈ !
આ ગોર નરને સેવે સાચશું;
ભાઈ તેને હરિ છે હજુરરે,
આ જ્ઞાન ચિત્તવરણી સાંભળી પાળસે;
તેના પાપજ જાશે દૂરરે. ૭

તો મુનિવર ભાઈ !
મુનિવર મુનિવર સર્વ કોઈ કહાવે;
પણ મુનિવરના ભેદ ન જાણે કોએરે,
ઈંદ્ર ઈમામશાહ જેણે પુરા સેવીયા;
આજ કલિમા મુનિવર સોએરે. ૮

તો મુનિવર ભાઈ !
જીવંતા મૃતક હોઇ રહિયે;
અને દાનત રાખીયે ઠામરે,
નિત્ય નિત્ય ગતમાં હાલ ગુજારે સાચશું;
આજ કલિમાં મુનિવર નામરે. ૯

તો મુનિવર ભાઈ !
કાયા કાચી કાલે વહી જાશે;
જેમ નદીએ વહે છે નીરરે,
જેવું સ્વપ્નાં તરનું પેખણ;
તેવું આ શરીરરે. ૧૦

તો મુનિવર ભાઈ !
જેવું સ્વપ્નાં તરનું પેખાણું;
તેસો આ સંસારરે,
કાંએ સુક્રિત કીજે બાવલે;
મુર્ખ તજો અહંકારરે. ૧૧

તો મુનિવર ભાઈ !
અહંકારી રાવણ મારીયો;
કૌરવ દુર્યોધનરે,
કંસ છેદ્યો શ્રીકૃષ્ણે;
કોઈ ગર્વ ના ધરજો મનરે. ૧૨

તો મુનિવર ભાઈ !
પાંડવે ગર્વ જો ગાળીયો;
સત્પંથ સેવ્યો પૂરે ઈમાનરે,
રાજપાટ તેણે સર્વ છોડીયા,
આ સદ્‌ગોરને વચનરે. ૧૩

તો મુનિવર ભાઈ !
ગુરૂ વચન પાંડવે શીર ધર્યા;
અને અવિચલ રાખ્યા ઈમાનરે,
મોહમાયા જાણી કારમી;
તે ત્યજી સદ્‌ગોરને વચનરે. ૧૪

તો મુનિવર ભાઈ !
જબ લગી તનમાં પ્રાણહે;
તબ લગી જાણો સુખરે,
કાયા કાચી કાલે વહી જાશે;
ત્યારે પ્રાણિયો પામશે દુઃખરે. ૧૫

તો મુનિવર ભાઈ !

આપણા પ્રાણીને દુઃખ ના દીજીએ;
આ માયા જુઠી સદા કાળરે,
સબ જુગ ધંધે લાગેરે,
આપે રહીશો ટાળરે. ૧૬

તો મુનિવર ભાઈ !

આ માયા અનંત ઘટાટોપ છે;
જેથી મૃગ વેધ્યો ના જાયેરે,
જેણે આગળ દીઠું ચાંદરણું;
તે તો પડ્યો ઘોર અંધારે. રે... ૧૭

તો મુનિવર ભાઈ !

જેમ મૃગ વેધ્યો માયા નાદનો;
જે કુડ કપટે ચાલતાં શંખના આણરે,
તેને બાણ લાગે જ્યારે જમનું;
ત્યારે ક્ષેણુમાં છુટે પ્રાણરે. ૧૮

તો મુનિવર ભાઈ !

તેમ માયા અનંત ઘટાટોપ છે;
ગાફલ દુનિયા વેધી જાએરે,
બાણ લાગે જ્યારે જમનું;
ત્યારે લક્ષ ચોર્યાશી ફેરા ખાએરે. ૧૯

તો મુનિવર ભાઈ !

આ માયા રસમાં જે કોઈ રાચીયા;
એથી મૂર્ખ દુજો નહિ કોએરે,
એ દન ચાર માયા છે મીઠડી;
અંતંકાલે તે કડવી વિષરે ૨૦

તો મુનિવર ભાઈ !

જે હરિ રસ સુણી રાચીયા;
તેણે પ્રમાણી સદ્‌ગોરની શિખરે,
એ સદા કાલ છે મીઠડી;
એ કદીનાં હોવે વિષરે. ૨૧

તો મુનિવર ભાઈ !

સર્વે દુનિયા સુખ દુઃખમાં રાચી છે;
પણ મોક્ષ મુક્ત ના જાણે કોઈરે,
સાચા મુનિવર સો આપણા;
જેણે સુખ દુઃખ નાંખ્યા ખોઈરે. ૨૨

તો મુનિવર ભાઈ !

સુખ દુઃખ દિલથી ધોઈએ;
દુનિયા છે દિન ચારકો રંગરે,
જેને સદ્‌ગોર રંગ દીયા;
તે કદી ના હોએ ક રંગરે. ૨૩

તો મુનિવર ભાઈ !
તમે કરણી કરો હરિના નામની;
કાયા ખેતી ખેડી વાવેરે,
જો હળ હાંકો વિશ્વાસશું;
તેમ ક્ષેત્ર ચોખેરાં થાએરે. ૨૪

તો મુનિવર ભાઈ !
તમે હૃદયના હળ હાંકજો,
તમે જીભ્યા ચવડું બેસાડરે,
સત્ય વચન એ બળધીયા;
એમ કરી દિલની કાશળ કાઢરે. ૨૫

તો મુનિવર ભાઈ !
તમો પુન્યનો પરોણો હાથ કરો;
તેમાં જ્ઞાનની બેસાડો અંકરે,
એ સામે ચાસે હળ ખેડજો;
તેમાં ક્ષેણુ ના લેશો વળાંકરે ૨૬

તો મુનિવર ભાઈ !
કાળનાં ખુંટા કાઢી નાંખજો;
કાયામાં કાશળ ન રાખશો કાંએરે.
જો સદ્ગોર મુખે વાવો સાચશું;
તો સહેસ્ત્ર ઘણેરા કણ હોએરે. ૨૭

તો મુનિવર ભાઈ !
ક્ષેત્ર માંહે બીજ દશાંશનાં વાવીએ;
'વાવતાં કેણ ના કરશો કોએરે,
જો સદ્દગોર મુખે વાવો સાચશું;
તો સહસ્ત્ર ઘણા કણ હોયરે. ૨૮

તો મુનિવર ભાઈ !
ક્ષેત્ર ટોઈએ આપણું,
અને મનનો માળો બાંધરે
લોક કુટુંબ એ સબ યાર છે
તે ક્ષેત્ર તો કરડી ખાએરે. ૨૯

તો મુનિવર ભાઈ !
જબ લગી હરિયા ક્ષેત્રહે,
તબ લગીજ ક્ષેત્ર જાણરે;
તમે પાકી કરણી જાળવો,
તમે ક્ષેત્રમાં દેજો ખાણરે. ૩૦

તો મુનિવર ભાઈ !
એ પાપી પક્ષી છે ઉતાવળા,
તે ખેતી ઉપર ઝંપલાએરે
જ્યારે ગાફલ રખવાળો હોઈ રહે,
તો એ ક્ષેત્ર કરડી ખાએરે. ૩૧

તો મુનિવર ભાઈ !
તમે મનને માળે ચઢી કરી,
ક્ષેત્ર જ રક્ષણ જાણરે
આવતા પક્ષીને જાળવો,
ક્ષેત્ર ના દેશો ખાણરે. ૩૨

તો મુનિવર ભાઈ !
ક્ષેત્ર પાક્યું આપણું,
તે લણણી કીજે એકજ ઠારરે;
સેહસ્ત્ર ઘણા કણ નિપજે,
જબ ઊડી જાએ ચારરે ૩૩

તો મુનિવર ભાઈ !
કરણી કીજે હરિના નામની,
ગોર નર શું મન લાએરે;
જ્યારે સેહસ્ત્ર ઘણા કણ નીપજે,
તો ઈકોતેર સો પરીયા બેઠા ખાએરે. ૩૪

તો મુનિવર ભાઈ !
મુનિવર એશા લોઢીએ,
ને માયામાં ફીરે ઉદાસરે;
તે તન દિખાવે યુગમાં,
પણ મન ગોર નર કેરે પાસરે. ૩૫

તો મુનિવર ભાઈ !
સદ્‌ગોરને ચરણે ચિત્ત જો બાંધીએ,
તો ન અવતરિયે દુજીવારરે;
આ કાયા આખરે છે કારમી,
તે ગળીને થાશે છારરે. ૩૬

તો મુનિવર ભાઈ !
આ કાયા કુંપલ લીલી દેખ કર,
મત્ જાઓ તમે ભૂલરે;
પણ આ કાયા આખરે છે કારમી,
તે કરમાઈ જાશે જેમ ફુલરે. ૩૭

તો મુનિવર ભાઈ !
જબ લગી કુંપલ લેહરાં લેતહે,
તબ લગી સુઝે ધર્મનો ઠામરે;
જ્યારે પાન ઝડીને ભોંએ પડે,
ત્યારે કંઈ ના આવે કામરે. ૩૮

તો મુનિવર ભાઈ !
પાન હરિયા તો રહે,
જો સદ્‌ગોર બ્રહ્મા ભેટ્યા હોએરે;
તે પાન કદી ઝડી ના ભોંય પડે,
તેનો દેહ અમારાપુર જાએરે. ૩૯

તો મુનિવર ભાઈ !
અમરગઢ છે અમરાપુરી,
તેની દોહલી દીસે વાટરે;
જો સદ્‌ગોરનાં નિત્ય ચરણામૃત પીજીએ,
તો અમર હોયે ઘાટરે. ૪૦

તો મુનિવર ભાઈ !
આજ કલિયુગમાં બહુ પંથને બહુ પંથડી,
બહુ સાધને બહુ સિદ્ધરે;
તે દન ચારના ગોર છે,
પણ તે આખર પડશે રદરે. ૪૧

તો મુનિવર ભાઈ !
હવે આગળ વેદ અને યુગ નહિ,
આજ કલિયુગે પહોંચી સંઘરે;
સદ્‌ગોર કહે છે પોકારીને,
પણ મૂર્ખનાં ચેતે અંઘરે. ૪૨

તો મુનિવર ભાઈ !
તમે ચેતન હારા ચેતજો,
આજ મૂક્ત છે મેદાનરે;
જ્યારે અંત પ્રલય દિન આવશે,
ત્યારે શાહ લેખાં લેશે નિર્વાણરે. ૪૩

તો મુનિવર ભાઈ !
લેખું લેશે સાંહેબ,
અને કાગળ દેશે હાથ રે;
જે દશાંશ શુક્રિતે પુરા હશે,
તે તો મળશે સાહેબની સાથરે. ૪૪

તો મુનિવર ભાઈ !
સકળ દુનિયા દાવો કરે,
અથર્વવેદનો ન જાણે મર્મ રે...
ભાઈ શીશ જાએ તો જાવા દીઓ,
પણ મત છોડો ગોરના નામરે. ૪૫

તો મુનિવર ભાઈ !
સત્પંથે ધાઓ સાચશું,
અને હરિ ઉપર રાખો હેતરે;
ટૂકડે ટૂકડા થઈને ભોંએ પડે,
તોએ નર છોડો ગોર નર શું હેતરે. ૪૬

તો મુનિવર ભાઈ !
શુરા ક્ષેત્ર ન છોડશે,
પણ કાયર ફેરવે પીઠરે;
પાંચે હથિયારે પુરા હશે,
તે તો લડશે સત્ય ચિત્તરે. ૪૭

તો મુનિવર ભાઈ !
શુરા તે સન્મુખ લડે,
તેની સબ કોઈ પુરે સાખરે,
પણ કાયર કપટી ભાગીયા,
તેનાં કોએ ના જાણે આંકરે. ૪૮

તો મુનિવર ભાઈ !
કલિ યુગમાં વેળા છે દોહલી,
તેમાં લોક છે અચેતરે,
જેને પુર્વ જન્મનાં સંચય નહિ,
તે કેમ રાખે હરિ ઉપર હેતરે ? ૪૯

તો મુનિવર ભાઈ !
હરિ ઉપર હેત જો રાખીએ,
તો ન અવતરીએ બીજી વારરે;
પણ દુનિયા રંગ કસુંબકો,
તેને જાતાં નહિ લાગે વારરે. ૫૦

તો મુનિવર ભાઈ !
કસુંબ રંગ છે દુનિયા,
તેણે હરિ ઉપર ના રાખ્યા હેતરે;
તે દિન ચારનો રંગ છે,
તે આખર શ્વેતકા શ્વેતરે. ૫૧

તો મુનિવર ભાઈ !
ખોટા રંગ રંગાવે દુનિયા,
પહેરે ભગવા ભેખરે,
આ સદ્‌ગોરનો સાચો રંગ છે,
તે કદી ના હોવે કરંગરે. ૫૨

તો મુનિવર ભાઈ !
તમે રંગ રંગાવો ગોર નરશું,
જેવો પટોળી રંગરે;
તે ફાટીને ટૂકડા હોઈ જાએ,
તે કદી ના હોવે કરંગરે. ૫૩

તો મુનિવર ભાઈ !
બીજો અવર રંગ છે કારમો,
તે કુડ કપટે નવ રાચીયેરે;
મન થર રાખો આપણું,
તો સદ્‌ગોરનો રંગ સદા સાચરે. ૫૪

તો મુનિવર ભાઈ !
જેને સદ્‌ગોરે રંગ દીયા,
તેણે હરિ ઉપર રાખ્યા હેતરે;
પણ ગાફલ કાળી કાંબલી,
તે કદી ના હોઈ શ્વેતરે. ૫૫

તો મુનિવર ભાઈ !

કાળી કાંબલ ધોઈએ,
સો મણ સાબુ ઘસરે;
મૂર્ખને છ માસ લગી પ્રબોધીએ,
તોએ ના મૂકે સ્વભાવરે. ૫૬

તો મુનિવર ભાઈ !

મૂર્ખ સ્વભાવ છોડે નહિ,
તે ગાફલ હદે અચેતરે;
જેને પૂર્વ જન્મનું સંચિત નહિ,
તે કેમ રાખે હરિ ઉપર હેતરે? ૫૭

તો મુનિવર ભાઈ !

હરિ ઉપર હેત જો રાખીએ,
માયા દેખી મત ભૂલો ગમારરે;
જ્યસી છાંયા દો, પહોર કી,
તેને ફરતાં ના લાગે વારરે. ૫૮

તો મુનિવર ભાઈ !

જબ લગી છાંયા થર છે,
તબ લગી મૂર્ખ ચેતરે;
દન અસ્ત વેળા વહી જાશો,
તબ કોઈ નાં રાખે હેતરે. ૫૯

તો મુનિવર ભાઈ !
હરિ ઉપર હેત જો રાખીએ,
અને દાનત રાખીએ ઠારરે;
જો સાચા સદ્દગોરને સેવીએ,
તો તે કદી ના ફરે છાંએરે, ૬૦

તો મુનિવર ભાઈ !
આજ સાચા સદ્દગોરને જાણજો,
તે ગોર અકલ કળ્યા નવ જાએરે;
તે ગોરના સ્થાનક જંબુદ્વીપમાં,
તે બેઠા રૂપ છુપાઈરે. ૬૧

તો મુનિવર ભાઈ !
ગોરે રૂપ ફેરાવ્યું આપણું,
આજ યુગમાં રહ્યા અલોપરે;
એ દશમે ગોરનર આવીયા,
તેને કોઈ ના જાણે લોકરે. ૬૨

તો મુનિવર ભાઈ !
એ ગોરને બુઝણહારા બૂઝશે,
તે ગોરનાં વેદશાખામાં નામરે;
આજ કલિયુગમાં બ્રહ્માજી આવીયા,
તેનું ઈંદ્ર ઈમામશાહ નામરે. ૬૩

તો મુનિવર ભાઈ !
એ ગોરની પીછાણ હરીના વંશમાં,
બાકી અવર સો ફંદરે,
તે સાચા તપસ્વી ઈમામશાહ છે,
જેસા પુનમ કેરા ચંદરે. ૬૪

તો મુનિવર ભાઈ !
આકાશે ચંદા નિર્મલા,
તેનું અંધો ના બૂઝે જ્ઞાનરે;
જેના પૂર્વનાં પુન્ય ઘણા,
તેણે સોંપ્યા હરીને મનરે ૬૫

તો મુનિવર ભાઈ !
વિશ્વાસ રાખીએ આપણું,
ગોર નરશું ચિત્ત લાએરે;
જો દમે દમે સંભારિયે,
તો નર નારાયણ સન્મુખ હોય રે ૬૬

તો મુનિવર ભાઈ !
આજ હાજર નારાયણ હજુર છે,
જ્યાં જોઈએ ત્યાં ભરપુરરે;
જો દૃઢ વિશ્વાસે સેવીએ,
તો આપે અમરાપુર વાસરે. ૬૭

તો મુનિવર ભાઈ !
અમરાપુર તો પામીયે,
જો પુરે મને ગોરનરને ધાએરે;
જો ઈંદ્ર ઈમામશાહને સેવીએ સાચશું,
તો સહી અમરાપુર જાએરે. ૬૮

તો મુનિવર ભાઈ !
અમરાપુર જાવા બહુ મળ્યા,
અમરાપુરની દોહલી વાટરે;
જે દો મુખ બોલે ઢોલકા,
સો કેમ ઉતરે ઘાટરે ? ૬૯

તો મુનિવર ભાઈ !
જે દો મુખ બોલે ઢોલકા,
તેથી તે કુટાયા જાએરે;
દનિયા મોહમાયા રાચી છે,
ક્યું ના થપડે ખાએરે ? ૭૦

તો મુનિવર ભાઈ !
તે ફુટ્યા તો ટાંગ્યા જાણજો,
જે દો મુખ બોલે ગમારરે;
જો સાચા સદ્દગોરને સેવીએ,
તો કોએ ના દેવે મારરે. ૭૧

તો મુનિવર ભાઈ !
ઢોલ મારતાં મારતાં કાહેર હોએ,
બોહોતજ મારે ભાંડરે;
જબ ખેલ રમત પુરી હુઈ,
તો મૂકે અત્રીઆલે ટાંગરે. ૭૨

તો મુનિવર ભાઈ !
તમને ગર્ભવાસમાં ટાંગીયા,
લક્ષ ચોર્યાસી દીધો મારરે,
આ કલિયુગ છેલી સંઘ છે,
તમે કાંએ નાં ચેતો ગમારરે ? ૭૩

તો મુનિવર ભાઈ !
ટાંગ્યા તે ફુટ્યા જાણજો;
જેની પંચમાં પત જાએરે;
એ મારથી બીન્યા પાણ્ડવા,
તે સિધા હિમાળે જાએરે. ૭૪

તો મુનિવર ભાઈ !
પાંડવ સરખા તો કોઈ નહિ,
પાંડવે કીધા સહુના કાજરે;
સદ્દગોર વિદુર વ્યાસ ભેટીયા,
તો ક્ષેણુમાં છોડ્યા રાજરે. ૭૫

તો મુનિવર ભાઈ !
રાજપાટ છોડ્યા આપણા,
સદ્દ્ગોર ઉપર આણી વિશ્વાસરે;
તેણે દુનિયાદારી છોડી કરી,
વનમાં સુકા ખાધા પાનરે. ૭૬

તો મુનિવર ભાઈ !
જ્યારે પાંડવ હિમાલયે ચાલીયા,
રાજા ધર્મ માંગ્યો કોલરે;
સવા પોહોરનું એક પરબ છે,
આપણે મળશું અમરાપુર મોહોલરે. ૭૭

તો મુનિવર ભાઈ !
ભક્ત પાંડવ હિમાલયે ચાલીયા,
ગાળી પાડી પોતાના દેહરે;
જબ લગ કંઠે પ્રાણ આવીયા,
ત્યાં લગી હરિશું રાખ્યો નેહરે. ૭૮

તો મુનિવર ભાઈ !
તેણે નેહ રાખ્યો ગોર નરશું,
સદ્દ્ગોર ઉપર આણ્યા વિશ્વાસરે;
જબ લગ કાયા ગળી ગળી ભોંએ પડી,
તબ લગ જપ્યા ગોર નરના નામરે. ૭૯

તો મુનિવર ભાઈ !
પાણ્ડવ હિમાળેજ સીઝીયા,
ત્યાં ગાળી પોતાની દેહરે;
જબ લગી કંઠે પ્રાણ આવીયા,
તવ લગ રાખ્યો ગોરશું નેહરે. ૮૦

તો મુનિવર ભાઈ !
કાયા ગળાવી પાંચે વિરની,
જબ લગ તનથી નિસર્યા સાંસરે;
તેના સદ્દ્ગોર લક્ષ ચોર્યાસી ફેરા છોડાવીયા,
અને આપ્યા અમરાપુર વાસરે. ૮૧

તો મુનિવર ભાઈ !
હિમાળે કાયા ગળાવી પાંચે વીરની,
કાયા ગળતી દીઠી આપરે,
સ્વામી અપને ચોર્યાસી છોડાવજો,
અમારા પુર્વ જન્મના ટાળો પાપરે. ૮૨

તો મુનિવર ભાઈ !
એવી વિનંતી કરી પાંચે પાંડવે,
તેણે કષ્ટ સહ્યા અપારરે;
તેનાં શીર ઉપર હિમાજલ પડે,
જ્યેસી ખાંડા કેરી ધારરે. ૮૩

તો મુનિવર ભાઈ !
એવી વિનંતી કરી પાંણ્ડવે,
તે સન્મુખ ચાલ્યા જાએરે;
ભક્તોને શીર કશણી પડે,
જેમ ખાંડા કેરી ધારરે. ૮૪

તો મુનિવર ભાઈ !
એવા સત જો કીજીએ,
જેમ પાંડવે ગળાવી દેહરે,
તેને જેમ જેમ કશણી શીર પડી,
તેમ તેમ હરિશું અદકા વાધ્યા નેહરે. ૮૫

તો મુનિવર ભાઈ !
તમે પ્રીછો સત્ય પાણ્ડવ તણું,
ભક્તિ કરી લીધો અમરાપુર ઠામરે,
તેણે હિંમાળે દેહ ગળાવી આપણી,
તેણે યુગમાં રાખ્યું નામરે. ૮૬

તો મુનિવર ભાઈ !
કસણી વિના કોઈ સિધ્યા નહિ,
કશણી યુગમાં શીરરે;
સત્પંથી કશણી શીર સહો,
તો તમે ઉતરો પરલોક પારરે. ૮૭

તો મુનિવર ભાઈ !
તમે કશણી કસાવો મુનિવરો,
કાયા સોના તોલરે,
તેને કસણી જેમ જેમ શીર પડે,
તેમ અદકા વાધે મોલરે. ૮૮

તો મુનિવર ભાઈ !
કંચન તો કસણી સહે,
જે અગનમાં પેસે બહુ વારરે;
જેમ ઘા હથોડાનાં શીર પડે,
તેમ રૂપે ચઢે અપારરે. ૮૯

તો મુનિવર ભાઈ !
રૂપ તો કંચનને ચડે,
ઓ અગનમાં પેશે બહુવારરે;
એ ટૂકડે ટૂકડા કરાવે દેહના,
તો રૂપ લેહ અપારરે. ૯૦

તો મુનિવર ભાઈ !
પિતળ રંગ તો સોના તોલહે,
સોના સરીખા દેખાએરે;
એક પલક અગનમાં બાળીએ;
તો ક્ષણમાં કાળુ થાએરે. ૯૧

તો મુનિવર ભાઈ !
દુનિયા રંગ તો પિતળ તોલ છે,
સતની કસણના સેહવાએરે;
પાપ કપટ તેના દિલમાં વશે,
તેથી લક્ષ ચોર્યાસી ફેરા ખાએરે. ૯૨

તો મુનિવર ભાઈ !
લક્ષ ચોર્યાસી ફેરા ખાવે દુનિયા,
કશણી તેથી સહી ના જાએરે;
મારા મુનિવર સોના તોલ છે,
તે કદી ન ફેરા ખાએરે. ૯૩

તો મુનિવર ભાઈ !
લક્ષ ચોર્યાસી ફેરા ખાવે દુનિયા,
છ દર્શનના ગોરને ધાએરે,
જેને સદ્‌ગોર ઈમામશાહ ભેટ્યા નહિ,
તે લક્ષ ચોર્યાસી ફેરા ખાઓરે. ૯૪

તો મુનિવર ભાઈ !
છ દર્શનના ગોર તો ભૂલડા,
તે ફરી ફરી લે અવતારરે,
જેને આપણી પીઠ સૂજે નહિ,
તો કેમ ઉતારેભવ પારરે ? ૯૫

તો મુનિવર ભાઈ !

છ દર્શનના ગોર જુઠા આપ છે,
તેમાં કોઈ અમર ના થાએરે;
તે ગોર અવરને કેમ તારે ?
જે યુગમાં ટુકડા માગી ખાએરે. ૯૬

તો મુનિવર ભાઈ !

હવે છ દર્શનની વેળા વહી ગઈ,
આજ કલિયુગમાં હુઆ અચેતરે,
આજ પ્રત્યક્ષ અવતારને જાણે નહિ,
ને તે ઠાલા વાંચે વેદરે. ૯૭

તો મુનિવર ભાઈ !

ઠાલા વેદ વાંચે દુનિયા,
સબ યુગને ભોળવી ખાએરે,
જે અથર્વવેદને જાણે નહિ,
તે પુજે મૃતગોરના પાએરે. ૯૮

તો મુનિવર ભાઈ !

છ દર્શન ઠામ હરિનાં જાણે નહિ,
ઠાલે તિર્થે લેઈ જાએરે;
ઠાલા ઘરમાં જે લોક ફેરા ફરે,
તે કોને પુછે વાતરે ? ૯૯

તો મુનિવર ભાઈ !
જે વાત હતી તે ત્રણ યુગમાં ગઈ,
હવે ઠાલે તિર્થ જાએરે;
ગાફલ દુનિયા બાવળી,
તે ફોગટ ફેરા ખાએરે. ૧૦૦

તો મુનિવર ભાઈ !
ફેરા ખાવે દુનિયા,
તે તો ઠાલા તિર્થે જાએરે;
તહાં દ્વારે જઈ પોકાર કરે,
ત્યાં કોને પાલવ સાહેરે ? ૧૦૧

તો મુનિવર ભાઈ ?
ઘરકા ધણી તો ઘરમાં નથી,
ત્યાં ગાફલ દુનિયા જાએરે;
જે ઠાલા ઘરકા પરોણલાં,
તે ફોગટ ફેરા ખાયરે. ૧૦૨

તો મુનિવર ભાઈ !
પત્થર પુજે દુનિયા,
તે ઉપર બહુ રીઝે અબુઝરે;
પણ એ પત્થર કેણે સૃજીયા ?
તેની કોએ ના જાણે સૂઝરે. ૧૦૩

તો મુનિવર ભાઈ !
પથ્થર પૂજે દુનિયા,
તીસ્કા ના જાણે ભેદરે;
તેની છાતી ઉપર પગ દઈને કૂટીયા,
એને કરી બેસાર્યા દેવ રે. ૧૦૪

તો મુનિવર ભાઈ !
પથ્થર પંચે મળી દેવ સ્થાપીઓ,
તેની છાતીએ પગ દઈ કૂટ્યો જાયરે;
ખાલી ઘરમાં આણી બેસાડીયો,
તેને ગાફલ દુનિયા લાગે પાએરે. ૧૦૫

તો મુનિવર ભાઈ !
પથ્થર પૂજા દુનિયા બહુ કરે,
જીભે જપે હરિનું નામરે,
એ પથ્થર બિચારો શું કરે ?
ગાફલ ફોગટ કુટે શીર નિર્વાણરે. ૧૦૬

તો મુનિવર ભાઈ !
પથ્થર પૂજે દુનિયા,
પણ એના ન જાણે ભેદરે,
અમરાપુરીમાં પથ્થર થઈને અવતરે,
એમ બોલે અથર્વવેદરે. ૧૦૭

તો મુનિવર ભાઈ !
આજ વેદ શાખામાંહે એ કહ્યું,
જેસા બીજ તેસા ફલ જાણરે;
આજ જેવા ગોર સેવીએ,
તેવા ફલ પામીએ નિર્વાણરે. ૧૦૮

તો મુનિવર ભાઈ !
પાણી પથ્થર પૂજે દુનિયા,
પશુ-પીપળો પૂજે જેહરે;
અહીં જેવી પૂજા કરે,
ત્યાં તેવી ધરાવે દેહરે. ૧૦૯

તો મુનિવર ભાઈ !
જેને વિષિલો ડંશે દેહીને,
તેને ઝેર ચડે અપારરે;
તેને પાન મુળી ચવરાવીએ,
તીસથી કેમ ઉતરે ઝેરરે ? ૧૧૦

તો મુનિવર ભાઈ !
એસા ઔષધ કરે દુનિયા,
છ દર્શનને ઘાએરે;
પાણી પથ્થર જો પુજીએ,
તીસથી પાપનું ઝેર ના જાએરે. ૧૧૧

તો મુનિવર ભાઈ !
છ દર્શનનાં ગોર ભૂલડા,
તે પેટ ભરી ભરી ખાએરે,
પાપ કપટ દિલમાં રહે,
તિસથી ઝેર પાપના ન જાએરે. ૧૧૨

તો મુનિવર ભાઈ !
એવા ગોર તે વિષ કરીને જાણજો,
સંસારને ડસી ડસી ખાએરે,
તીસકી લેહેર બોહોત ચડે,
તીસથી દુનિયા ચોર્યાસી ફેરા ખાએરે. ૧૧૩

તો મુનિવર ભાઈ !
એ ગોર પાપ વિષ કરી જાણજો,
જે સંસારને ડસી ડસી ખાએરે;
તિસ્કી લેહેર બોહોત ચડે,
તિસથી લક્ષ ચોર્યાસી ફેરા ખાએરે. ૧૧૪

તો મુનિવર ભાઈ !
છ દર્શનના ગોર તો ભૂલડા,
પોતે જુઠા છે આપરે;
આજ સદ્ગોર બેઠા જાંબુદ્વીપે ગારૂડી,
તે તપસ્વી ઉતારે ઝેરને પાપરે. ૧૧૫

તો મુનિવર ભાઈ !
સદ્દગોર પાપ ઉતારશે,
તો ગોર ઈમામશાહ સાચા સોએરે;
જો સદ્દગોરનું ચરણમૃત નિત્ય નિત્ય પીજીએ,
તો પાપ જડમુળથી જાએરે. ૧૧૬

તો મુનિવર ભાઈ !
સદ્દગોર પાપ ઉતારશે,
સાચે દશાંશ આપે જેહરે;
નિષ્કંલકી નારાયણજાપ જપોરે;
અને કશણી કશાવો દેહરે. ૧૧૭

તો મુનિવર ભાઈ !
જો રક્ષણ કરાવો દેહીનું,
તો ઔષધ સદ્દગોરનું ખાયરે;
જો તન જલાવે ગોર નરશું,
તો પાપ જડમુળથી જાએરે. ૧૧૮

તો મુનિવર ભાઈ !
પાપ ગયા કેમ જાણીએ ?
તીસ્કા સુણો વિચારરે;
જે દુનિયા ના લાવે દિલમાં,
તે સદ્દગોર સેવતાં ઉતરે પારરે. ૧૧૯

તો મુનિવર ભાઈ !
જબ લગી પાપ વસે દિલમાં,
ત્યાં લગી પ્રાણીયો અશુદ્ધરે;
જ્યારે સાચા સદ્‌ગોર ભેટીયા,
ત્યારે સત્યની આવે શુદ્ધરે; ૧૨૦

તો મુનિવર ભાઈ !
જ્યારે આવી બુદ્ધ દિલમાં,
તેણે ગુરૂની પુરી પ્રમાણી શિખરે;
ત્યારે શંકા ભાંગી મનતણી,
ત્યારે પાપના ઉતર્યા વિષરે. ૧૨૧

તો મુનિવર ભાઈ !
પાપના ઝેર ત્યારે ઉતર્યા,
જ્યારે મુનિવર ધરીયા નામરે;
તેના ચોર્યાશી ફેરા છુટીયા,
સદ્‌ગોરે આપ્યા અમર ઠામરે. ૧૨૨

તો મુનિવર ભાઈ !
સર્વે યુગ તો અમે જોયા,
પંડિતોને પુછો જઈરે;
સર્વે વિત્યા ઔષધ ખવરાવશે,
તીસથી પાપના ઝેર ના જાએરે. ૧૨૩

તો મુનિવર ભાઈ !

કલિયુગે અડસઠ તિર્થના ઘર ઠાલા છે,
તેને પુજે ન જાવે પાપરે;
એ દર્શનના ગોર તો ભૂલડા,
તે તો જુઠા જપાવે જાપરે. ૧૨૪

તો મુનિવર ભાઈ !

અડસઠ તિર્થના ઘર ઠાલા થયા,
કલિએ કર્યા નખેદરે;
તે તિર્થ ગયા જાંબુદ્વીપમાં,
એમ બોલે અથર્વવેદરે. ૧૨૫

તો મુનિવર ભાઈ !

જુઠાપણું છે દિલમાં,
દુનિયા જુઠાની પત લાએરે;
જે ગોર વિત્યા વેદ વાંચે,
જુઠી દુનિયા લાગે તેને પાએરે. ૧૨૬

તો મુનિવર ભાઈ !

જુઠાનું મન તો થર નહી,
સાચાને ન માને કોએરે;
સ્વામી રાજા જિસ દીન આવશે,
તે દિન સાચા જુઠાના નિવેડા હોએરે. ૧૨૭

તો મુનિવર ભાઈ !
કલિમાં બ્રાહ્મણ કહે અમે ઉત્તમરે,
દુનિયા ને આપુ શિખરે;
તે બ્રાહ્મણ જુઠા આપ છે,
જે ઘર ઘર માંગે ભીખરે. ૧૨૮

તો મુનિવર ભાઈ !
બ્રાહ્મણ જુઠા છે દિલમાં,
બાહર કરે છે છોતરે,
તે ટીલા કાઢે નિર્મળા,
અને ફોગટ ધોવે ધોતરે. ૧૨૯

તો મુનિવર ભાઈ !
તે બાહેર ધોવે દેહને,
ભિતર મેલનાં જાયરે;
તે દિલમાં કડવા તુંબડા,
તે ધોયે મીઠાં ના થાયરે. ૧૩૦

તો મુનિવર ભાઈ !
એ બ્રાહ્મણ તુમ્બા તોલ છે,
યુગમાં દેવે શિખરે;
જે બાહેર દીશે નિર્મળા,
પણ માંહે કડવા વિષરે. ૧૩૧

તો મુનિવર ભાઈ !

બ્રાહ્મણ બ્રહ્મ ક્રિયા જાણે નહિ,
પોથી વાંચે આજરે;
જે ટુકડે ટુકડે વાણી કહે,
તે તો મુઠી કણકને કાજરે. ૧૩૨

તો મુનિવર ભાઈ !

બ્રાહ્મણ ટીલાં કાઢે નિર્મળા,
તેણે સત્યની કશણી ન સહી કાંઈરે;
જેણે ગલામાં ઘાલી સુત્રની જેવડી,
તેથી કલિમાં સતી કહેવાયેરે. ૧૩૩

તો મુનિવર ભાઈ !

ઘોડાબી બ્રાહ્મણ તોલહય,
તિસ્કે શિરભી ટીલા હોયરે;
તેના ગલામાં સુત્રની દોરડી,
તે સ્વર્ગ ના પહોંચ્યા કોએરે. ૧૩૪

તો મુનિવર ભાઈ !

દિલની ધોતી ધોઈએ,
અને મનની પોથી જોએરે;
જો દિલમાં જનોઈ પહેરીએ,
આજ કલિમાં બ્રાહ્મણ સોહીરે. ૧૩૫

તો મુનિવર ભાઈ !
દયા પાણી છે દિલમાં,
દિલમાં ધોતી ધોએરે;
સો ક્રિયાની જનોઈ પહેરીએ
આજ કલિમાં બ્રાહ્મણ સોહીરે. ૧૩૬

તો મુનિવર ભાઈ !
તારા દિલમાં પાણી ઘણેરૂ છે,
તું દિલ ભિતર ધોએરે;
જો દિલમાં ટીલા કીજીએ,
આજ કલિમાં બ્રાહ્મણ સોહીરે. ૧૩૭

તો મુનિવર ભાઈ !
દયા પાણી છે દિલમાં,
તું દિલ ભિતરથી ધોયેરે;
ચિત્ત ચંદન કરી ટીલા કીજીએ,
આજ કલિમાં બ્રાહ્મણ સોહીરે. ૧૩૮

તો મુનિવર ભાઈ !
બ્રાહ્મણ કહે અમે ઉત્તમરે,
ઉત્તમ આચારે જોએરે;
એવા આચારે કોઈ સિદ્ધે નહિ,
ઉત્તમ કરણીએ અમર હોયરે. ૧૩૯

તો મુનિવર ભાઈ !
આજ કલિમાં મધ્યમ કોણ છે,
તેના ભેદ ના જાણે કોઈરે;
જે નિત્ય નિત્ય ક્રિયા ભ્રષ્ટ રહે,
આજ કલિમાં મધ્યમ સોહીરે. ૧૪૦

તો મુનિવર ભાઈ !
મધ્યમ પણ છે દિલમાં,
બાંહે ઉત્તમ આચારે ના સિધ્યા કોઈરે;
સુતક પાતક ક્રિયા ભ્રષ્ટ રહે,
આજ કલિમાં મધ્યમ સોહીરે. ૧૪૧

તો મુનિવર ભાઈ !
જેણે સદ્ગોર બ્રહ્માજી ના ઓળખ્યા,
દશમે અવતારે ન જોયરે;
અથર્વવેદી ગોર ઈમામશાહને જાણે નહિ,
કલિમાં મધ્યમ સોહીરે. ૧૪૨

તો મુનિવર ભાઈ !
જેણે સદ્ગોરના સેવ્યા સાચશું,
જે દશમે અવતારે હોયરે;
તેનું મુખ તો નવ જોઈએ,
કલિમાં મધ્યમ સોહીરે. ૧૪૩

તો મુનિવર ભાઈ !
આજ કલિમાં ઉત્તમ કોણ છે ?
તેના ભેદ ના જાણે કોઈરે;
જેણે સદ્દગોર બ્રહ્માજી પુરા સેવીયા,
આજ કલિમાં ઉત્તમ સોહીરે. ૧૪૪

તો મુનિવર ભાઈ !
આજ ગત ગંગા કરીને જાણજો,
તેમાં મળતાં શંકા ના આણરે,
તેમાં નિત્ય નિત્ય ચરણામૃત પીજીએ,
આજ કલિમાં મુનિજન સોહીરે. ૧૪૫

તો મુનિવર ભાઈ !
તમે પુરી દશાંશ આપો મુનિવરો,
દેતાં કેણ ન કરશો કોઈરે;
સદ્દગોર મુખે વાવો સાચશું,
તો સહસ્ત્ર ઘણા કણ હોયરે. ૧૪૬

તો મુનિવર ભાઈ !
સદ્દગોરના વેદ વચને ચાલીએ,
સો ક્રિયા પાળો સબ કોઈરે;
નિત્ય નિત્ય ગતમાં મળો સાચશું,
આજ કલિમા ઉત્તમ સોહીરે. ૧૪૭

તો મુનિવર ભાઈ !
એણે વાટે વાટે નવ જઈએ.
આજ કલિ છેલ્લી સંઘરે;
સદ્ગોર કહે પોકાર કર,
પણ મુર્ખ ના ચેતે અંધરે. ૧૪૮

તો મુનિવર ભાઈ !
ઉત્તમ દેહ ધરે ઉત્તમ ના હોઈરે,
મધ્યમ દેહે મધ્યમ ના હોયેરે;
ઉત્તમ બ્રહ્મ ક્રિયા પાળીએ,
આજ કલિમાં ઉત્તમ સોહીરે. ૧૪૯

તો મુનિવર ભાઈ !
અનેક વરણી ગાય દોહીએ,
તેના દૂધ એક વરણા હોએરે;
બ્રહ્મ ક્રિયા પાળે તે સર્વ એક છે,
કલિમાં ઉત્તમ સોહીરે. ૧૫૦

તો મુનિવર ભાઈ !
બ્રહ્મ ક્રિયા સો પાળીએ,
ગોર નર શું શ્રદ્ધા આણરે,
જો સત્પંથ સેવો સાચશું,
તો અમર થાએ પ્રાણરે. ૧૫૧

તો મુનિવર ભાઈ !

પ્રાણ પુરુષ તો અમર છે,
પણ કાયા મરી મરી જાયરે;
જ્યાં લગી મનની મમતા મરે નહિ,
ત્યાં લગી પ્રાણીઓ ફેરા ખાએરે. ૧૫૨

તો મુનિવર ભાઈ !

મનની મમતા મારીએ.
અને માયા માંહે ફરીએ ઉદાસરે;
જો સત્પંથની કસણી શિર સહો,
તો પામો અમરાપુર વાસરે. ૧૫૩

તો મુનિવર ભાઈ !

આ કાયા કાચી જાણજો,
જ્યેસી કાચી હાંડી તોલરે;
તેને લાતો થપેડા શિર પડે,
ભાઈ તેમ તેમ વાધે મૂલરે. ૧૫૪

તો મુનિવર ભાઈ !

પ્રથમ હાંડી માટીથી,
અને આણી કોદાળી ખોદરે;
તેમાં પાણી પાયા બોહોત કર,
ઉપર દીયા લાતોંકા ઠોકરે. ૧૫૫

તો મુનિવર ભાઈ !
માર સહ્યા જબ માટીને,
માંહે ગોબરકા ભેલરે,
લાતો થપેડા શિર પડ્યા;
તેમ તેમ બાઝ્યા મેળરે. ૧૫૬

તો મુનિવર ભાઈ !
મેળ બન્યા જેમ માટીથી,
તબ કુંભારે ધરીયા હાથરે,
જ્યારે ચાકે ચઢાવી ફેરવીયા,
વાસણ ઉતર્યા ઉત્તમ ભાતરે. ૧૫૭

તો મુનિવર ભાઈ !
જબ વાસણ ઘડ્યા કુંભારને,
તોભી હાંડી કાચી ખાકરે;
જ્યારે અગન જલાવી ચોફેરથી,
તો હાંડી નિપજી પાકરે. ૧૫૮

તો મુનિવર ભાઈ ?
હાંડી બાઈ અગ્નિમાં,
તમે દેખો માટીકા નેહરે;
જેમ જેમ ઝાળ ઉઠે અગ્નિની;
તેમ તેમ પકવે દેહરે. ૧૫૯

તો મુનિવર ભાઈ !
તેમાં જલતાં થાકી હાંડીયા,
તેની જલતાં દાનત ન રહી ઠામરે,
એ ફુટ્યા વાસણને શું કીજીએ,
તેતો કશું ના આવે કામરે. ૧૬૦

તો મુનિવર ભાઈ !
પુરી જલકર પાકી હાંડીયા,
જલતાં જેણે શંકા ના આણરે;
એવી અગ્નિ જ્યારે શિર સહી,
ત્યારે પંચમાં હોવે વખાણરે. ૧૬૧

તો મુનિવર ભાઈ !
પ્રથમ હાંડી ખાકથી,
એણે કસણી સહી શરીરરે;
તબ રાજા રાણી દેવતા,
સબ પીએ તેમાંનું નીરરે. ૧૬૨

તો મુનિવર ભાઈ !
તે હાંડી પાકી સબ જુગ કહે,
કસણીથી હુઇ અમૂલરે;
પણ મુનિવર અયેસા લોઢીએ,
ભાઈ હોયે હાંડી તોલરે. ૧૬૩

તો મુનિવર ભાઈ !
એવી કાયા માટી ખાક છે,
એને જ્ઞાન કોદાળીએ ખોદરે;
જો સત્પંથની કશણી શિર સહે,
તો નહિ ભોગવે બીજો અવતારરે. ૧૬૪

તો મુનિવર ભાઈ !
દયા પાણી હોય દીલમાં,
દશાંશ શુકીત માંહે ભેળરે;
જીકરની અગ્નિ તે દીજીએ,
ભાઈ તેમ તેમ બાઝે મેળરે. ૧૬૫

તો મુનિવર ભાઈ !
જબ પાપ ઉતરે આપણાં,
તબ સદ્‌ગોર કાયા ધરી હાથરે;
જે ચારે ખાણીના ચોકથી છોડાવીયા,
ત્યાં નિપજી ઈકોતેરસો પાકરે. ૧૬૬

તો મુનિવર ભાઈ !
પાકા વાસણ કેમ જાણીએ,
જે ઘડતાં ના દેવે છેહરે;
આ સત્પંથની કસણી શિર સહે,
અને ગોર નરશું રાખે નેહરે. ૧૬૭

તો મુનિવર ભાઈ !
સ્નેહ રાખીયે ગોર નરશું,
જબ લગ કાયા કાચી જાણરે
સદ્દગોરને હાથે જો ચડે,
તો હાંડી નિપજે પાકરે. ૧૬૮

તો મુનિવર ભાઈ !
જો હાંડી સદ્દગોરને હાથે ચડે,
અને દાનત ન રહી ઠામરે,
તો ફુટ્યા વાસણકું ક્યા કરે ?
જે કશું ના આવે કામરે. ૧૬૯

તો મુનિવર ભાઈ !
જે જાણી બુઝી ફુટી હાંડીયા,
તેણે ખોઈ સદ્દગોરની શિખરે,
જેનાં ચૌટે પડ્યા ટુકડા,
તેને કોઇ ના ઝાલે હાથરે. ૧૭૦

તો મુનિવર ભાઈ !
એ ફુટ્યા વાસણકું ક્યા કીજીએ ?
જેમાં બહુ કપટ કા ભેળરે;
જે છ દર્શનથી મલી ગયો,
તેને કોઈ નાં દેવે મેળરે. ૧૭૧

તો મુનિવર ભાઈ !

એ પરછા હાંડીકા કહ્યા,
તમે હૃદયમાં રાખો ખોલરે;
મુનિવર ઐસા લોઢીએ,
ભાઈ હાંડી તોલરે, ૧૭૨

તો મુનિવર ભાઈ !

કાયા મંદિર છે આપણું,
તેમાં કેણે ના દેખ્યા જાયેરે;
તેના વજર કમાડ લોહે જડ્યા,
તીસથી દુનિયા ફેરા ખાએરે. ૧૭૩

તો મુનિવર ભાઈ !

સદ્‌ગોર હૃદયનાં કમાડ ખોલશે,
તો તેમાં વસ્તુ બહુ ભાતરે;
ગોર જ્ઞાનની કુંચી કરો,
તો સર્વ વસ્તુ આવે હાથરે. ૧૭૪

તો મુનિવર ભાઈ !

હૃદય કમાડ તો ઉઘડે,
સુણીયે બ્રહ્મ જ્ઞાનની વાતરે,
ગુરુ જ્ઞાનનો દિપક કીજીએ,
વસ્તુ સર્વે આવે હાથરે. ૧૭૫

તો મુનિવર ભાઈ !
ગુરુ જ્ઞાનનો દિવો કીજીએ,
અજવાળુ રહે દિવસ ને રાતરે;
સો દિપક લઈ દિલમાં ધરો,
તે સર્વ વસ્તુ આવે હાથરે. ૧૭૬

તો મુનિવર ભાઈ !
જ્યારે દિપક દિલમાં ધરીએ,
તો આવે સત્યની શુદ્ધરે;
માંહે અંધારૂ હતું તે મટી ગયું,
તો આવી દિલમાં બુદ્ધરે. ૧૭૭

તો મુનિવર ભાઈ !
રત્ન પદાર્થ છે દિલમાં,
તે કેણે દેખ્યા ના જાયેરે;
જ્ઞાનની કુંચી કરી ખોલીએ,
તો તત્ત્વ પદાર્થ દિલમાં પાયેરે. ૧૭૮

તો મુનિવર ભાઈ !
રત્ન પદાર્થ તો અમે તોલીયા,
અમૂલ્ય છતાં તોલાએરે,
અમે મોહોબતશું તોલીયા,
ગુરુના ગુણ નવ તોલાએરે. ૧૭૯

તો મુનિવર ભાઈ !

ગુરુ કહે સબ જુગ તોલીયા,
સદ્‌ગોર સર્વનો જાણે તોલરે;
પણ છ દર્શને જે ભૂલીયા,
તેણે વસ્તુ ના જાણી મૂલરે. ૧૮૦

તો મુનિવર ભાઈ !

સદ્‌ગોર જ્ઞાનનો દિવો કરો,
કાળ કરો તમે હાથ રે;
સર્વ વસ્તુ ઢુંઢતાં પાઈએ,
તેને કશું ના લાગે વારરે. ૧૮૧

તો મુનિવર ભાઈ !

દિલમાં ખજાના ઘણેરારે,
તેમાં વસ્તુ બહુ ભાતરે;
ખોળી લોઢો સાચશું,
જીકર કરો દિવસ ને રાત રે. ૧૮૨

તો મુનિવર ભાઈ!

ખજાનો વિશ્વાસે શું ખોલીએ,
સદ્‌ગોરની કુંચી તમારે હાથરે;
જો સાચા મને ખોલો બાપડા,
તો જીકર કરો દિવસ ને રાતરે. ૧૮૩

તો મુનિવર ભાઈ !
સદ્‌ગોરે ખજાના લુંટાવીયા,
લૂટી શકો તો લૂટરે;
પછી ફરી ફરી પસ્તાવશો,
જબ તન જાયેગા છુટરે. ૧૮૪

તો મુનિવર ભાઈ !
સદ્‌ગોરે ખજાનો લૂંટાવીઓ,
તે લૂટતાં મનમાં શંકા ન આણરે;
જ્યારે કાયા પડી જશે,
તો અમર હોવે પ્રાણરે. ૧૮૫

તો મુનિવર ભાઈ !
સદ્‌ગોરનો ખજાનો લૂંટો સાચશું,
ગોર નર શું મન લાએરે;
જો પુરો ખજાનો લૂંટીએ,
તો ઈકોતેરસો બેઠા ખાએરે. ૧૮૬

તો મુનિવર ભાઈ !
છ દર્શનના લોક ખજાનો લૂંટી ના શક્યા,
તે તો જુઠા લૂંટણ હારરે;
જેણે કપટ શું લૂંટ્યો ગાફલે,
સો કેમ ઉતરે પારરે ? ૧૮૭

તો મુનિવર ભાઈ !
દુનિયા ખજાનો લૂંટી ન શકી,
તિસથી ખજાના ખોલ્યા ના જાએરે;
જેને કુંચી નાહીં હાથમાં,
તે દુનિયા બાહેર ફેરા ખાએરે. ૧૮૮

તો મુનિવર ભાઈ !
દુનિયાએ ખાલી ઘર જઇ લૂંટીયા,
તે હર્ષે બહુ સાથરે;
જેણે અંધારે પેસીને લૂંટીયા,
તેને પથ્થર આવ્યા હાથરે. ૧૮૯

તો મુનિવર ભાઈ !
તેણે મોટ બાંધી પથ્થરની,
તે હર્ષે ખજાનો આવ્યો હાથરે;
તે જ્યારે જમપુરીમાં જશે,
ત્યાં પથ્થર આવશે સાથરે. ૧૯૦

તો મુનિવર ભાઈ !
ત્યાં પથ્થર નિકળશે મોટા મોટા,
ત્યારે મન થર ન રહ્યા જાણરે;
તે વેળા તો વહી ગઇ,
પછી શિર કૂટે પથ્થર શું નિર્વાણરે. ૧૯૧

તો મુનિવર ભાઈ !
તે વેળા તો વહી ગઈ મુરખા,
દશાંશ શુક્તિ સામલ સારરે;
જો તમે સત્પંથ ધાઓ સાચશું,
તો સદ્દગોર ઉતારે પારરે. ૧૯૨

તો મુનિવર ભાઈ !
વૃક્ષ ઘણા છે યુગમાં,
અમર ફળનો ભેદ ના જાણે કોઈરે;
જેમ ચંદન પાસે લીમ રહે,
લીમ પણ કડવા હોયરે. ૧૯૩

તો મુનિવર ભાઈ !
એવા ચંદન છે જાંબુદ્વીપમાં,
તેનો કોઈ ના જાણે ભેદરે;
તેનું નામ તો મુનિવર લેહે,
તો અમર હોયે દેહરે. ૧૯૪

તો મુનિવર ભાઈ !
છ દર્શન તો લીંબડા તોલ છે,
તેને ના કીજે મુખને પાસરે;
તેની પાસે જઇને ઉભા રહીયે,
તો કડવી આવે વાસરે. ૧૯૫

તો મુનિવર ભાઈ !

જૂઠા ને તો કડવા ભાવે,
સાચાને કડવા ન સોહવાએરે;
જૂઠી દુનિયા સેવે આંધળી,
તે તો કડવા લીંબજ ખાએરે. ૧૯૬

તો મુનિવર ભાઈ !

સદ્દગોર બ્રહ્મ ચંદન તોલ છે,
તેની વાસનાથી ઉપજે સુખરે,
પણ મીઠા નામ મુખથી લઈએ;
કડવા નાંખીએ થુંકરે. ૧૯૭

તો મુનિવર ભાઈ !

હરિ નામ તો સર્વથી મીઠડા,
પણ કડવા જપાવણ હારરે;
જે સર્વને કડવી શિખામણ દહે,
ભાઈ તે કેમ ઉતરે પારરે ? ૧૯૮

તો મુનિવર ભાઈ !

સાચી નાવ છે સત્યની,
તેમાં સદ્દગોર ખેવણ હારરે;
જો સત્પંથે ધાઓ સાચશું,
તો સદ્દગોર ઉતારે પારરે. ૧૯૯

તો મુનિવર ભાઈ !
સંસાર સાગર જાણજો,
અને તે ઉંડો છે અપારરે;
જો સત્પંથની નાવમાં બેસીએ,
તો સદ્‌ગોર ઉતારે પારરે. ૨૦૦

તો મુનિવર ભાઈ !
સદ્‌ગોરની નાવમાં બેસીએ,
દશાંશ શુક્તિ પુરી દેહરે;
નિત્ય નિત્ય ગતમાં મળો સાચશું,
ગોર નર શું રાખો સ્નેહરે. ૨૦૧

તો મુનિવર ભાઈ !
તમે સ્નેહ રાખો ગોર નરશું,
સદ્‌ગોર કહે પોકારરે;
જો તમે સાચે મને બેસો બાવળે,
તો સદ્‌ગોર ઉતારે પારરે. ૨૦૨

તો મુનિવર ભાઈ !
તેમાં કૂડા હશે તે બૂડશે,
તેની અમને ના દેશો ખોટરે;
ભાઈ તમે પૂરો સામલ સાથે બાંધજો,
અહીંથી હરિના નામની મોટરે. ૨૦૩

તો મુનિવર ભાઈ !
સદ્‌ગોર ખેવણ હારા નાવના,
તેમાં મુનિવર બેસણહારરે;
સદ્‌ગોરે સત્યનો સઢ પૂરીયો,
તે ક્ષેણુમાં ઉતરે ભવ પારરે. ૨૦૪

તો મુનિવર ભાઈ !
છ દર્શન ફૂટી નાવ છે,
તેના ખેવણહારા ગમારરે;
જેને પાણી આવે ચોફેરથી,
તો કેમ ઉતરે ભવ પારરે ? ૨૦૫

તો મુનિવર ભાઈ !
ફૂટી નાવ અણ સત્યકી,
તેના અંધા બેસણહારરે,
જેણે સઢ બાંધ્યો જૂઠનો,
તો કેમ ઉતરે ભવ પારરે ? ૨૦૬

તો મુનિવર ભાઈ !
દુનિયા નાવની શુદ્ધ જાણે નહિ,
ને ઉતરવા ચાહે પારરે;
જેના ખેવણ હારા આંધળા,
સો કેમ ઉતારે ભવ પારરે ? ૨૦૭

તો મુનિવર ભાઈ !
ફૂટી નાવ તો બૂડી ગઈ,
તો પડ્યા ચોર્યાસીને ઘાટરે;
જેના ખેવણ હારા આંધળા,
તે કેમ ઉતારે વસમી વાટરે? ૨૦૮

તો મુનિવર ભાઈ !
સંસાર સાગરના વચમાં,
નાવ ધરી છે દોયરે,
એક ફૂટીને એક સાજી,
ભાઈ તારૂં મન માને તે જોયરે. ૨૦૯

તો મુનિવર ભાઈ !
જૂઠાને નાવ તો ફૂટી ભાવે,
સાચાને ફૂટી ના સોહાએરે;
સાચાને નાવ સાજી ભાવે,
તે ફૂટીએ ના દેવે પાએરે. ૨૧૦

તો મુનિવર ભાઈ !
સદ્‌ગોરની સાચી નાવમાં જે ચડે,
તે ક્ષેણમાં ઉતરી જાયરે;
જો સત્યનું સામલ લીજીએ,
ત્યાં ઈકોતેરસો પરિયા ખાયરે. ૨૧૧

તો મુનિવર ભાઈ !
ફૂટી નાવ છે અણ સત્યની,
તેમાં અસતિયા બેઠા જાયરે;
તે ભવસાગરમાં બૂડી ગયા,
તેમાં સબ દુનિયા ગોથાં ખાયરે. ૨૧૨

તો મુનિવર ભાઈ !
અસતી નાવમાં દુનિયા ડૂબશે,
તેમાં જુઠા બેસણ હારરે;
તેના ખેવણ હારા બૂડાડશે,
તે ખાશે લક્ષ ચોર્યાસીનો મારરે. ૨૧૩

તો મુનિવર ભાઈ !
સત્યની નાવમાં બેસીયે,
તો સદ્‌ગોર ઉતારે પારરે,
જો નારાયણના સ્મરણ કીજીએ,
તો ન અવતરીયે દૂજી વારરે. ૨૧૪

તો મુનિવર ભાઈ !
સત્પંથે ધાઓ સાચશું,
અને છોડો માયાની આશ રે;
જો પૂરો સ્નેહ રાખો સદ્‌ગોરશું,
તો પામો અમરાપુરમાં વાસરે. ૨૧૫

તો મુનિવર ભાઈ !
તમ પાસે હરદમ સાહેબ છે,
તેને દૂર ના દેખો કોઈરે;
સ્નેહ છાના હરિ શું લાઈએ,
તો સાહેબ દયાવંતા હોયરે. ૨૧૬

તો મુનિવર ભાઈ !
દેખો હિંદુ ક્યા કરે ?
બોહોત પુકારી ગાવે ગીતરે;
જો સાચવટ હોવે દિલમાં,
તો રાખે છાના હરિ શું હેતરે. ૨૧૭

તો મુનિવર ભાઈ !
હિંદુ સાચા હોતા હરિ શું મનમાં,
તો સદ્‌ગોર શું કરતાં સ્નેહરે,
એકાંતે બેસી એક મના,
હરિ શું છાના કરતા સ્નેહરે. ૨૧૮

તો મુનિવર ભાઈ !
હિંદુ દેવસ્થાન જાએ કર,
હાથું મિલાવે તાલરે;
કંઈ બજાવે ઢોલકને,
કંઈ નાચે સામા બારરે. ૨૧૯

તો મુનિવર ભાઈ !

સબ દુનિયા નાદ ભેદ બહુ કરે,
તહાં મળી બોલે વાણરે;
જે ગાફલ દુનિયા ગમાર છે,
તે પથ્થરને દેવે પ્રાણરે. ૨૨૦

તો મુનિવર ભાઈ !

પથ્થર આગળ છંદ બહુ કરે,
ગીત ગાવે ગલા તાણરે;
તે પર રીઝે દુનિયા મુર્ખી,
તે પથ્થરના કરે વખાણરે. ૨૨૧

તો મુનિવર ભાઈ !

સભા મળી ગીતનાદ કથા ગાએ,
ફરી ફરી પથ્થરના કરે વખાણરે;
ભાઈ ગાએ નાચે હરિ નહિ મલે,
'જો શિર પથ્થર શું કુટે નિર્વાણરે. ૨૨૨

તો મુનિવર ભાઈ !

પથ્થર સર્વે એક છે,
તેનો ભેદ ના જાણે કોએરે;
નાચ છંદે હરિ નહિ મળે,
જો પથ્થર શું આણે મોહરે. ૨૨૩

તો મુનિવર ભાઈ !
હિંદુ જુઠા આપહે,
જે પથ્થર શું રીઝે અબુઝરે;
પણ એ પથ્થર કોણે સર્જયા
ભાઈ પ્રેમી ના જાણે સુઝરે. ૨૨૪

તો મુનિવર ભાઈ !
આજ કલિમાં હિન્દુ કોણ છે,
તિસકા ભેદ ના જાણે કોઈરે;
જેણે સદ્‌ગોર બ્રહ્મા પૂરા સેવીયા,
આજ સાચા હિન્દુ સોહીરે. ૨૨૫

તો મુનિવર ભાઈ !
તારા દિલમાં દેવળ ખુબરે,
ત્યાં બેઠા નિરંજન જોયરે;
તાલ મૃદંગ જાણો દિલમાં,
તે આજ કલિમાં હિન્દુ સોહીરે. ૨૨૬

તો મુનિવર ભાઈ !
કાયા મંદિર છે આપણું,
ત્યાં બેઠા નિરંજન જેહરે;
તેને પ્રેમની પાત્રી ચડાવીએ,
અને હરિશું છાના રાખી સ્નેહરે. ૨૨૭

તો મુનિવર ભાઈ !

આણી જીભ્યાએ તાલ બજાવીએ,
અને દિલમાં ઢોલક સારંગરે;
બ્રહ્મ જ્ઞાનના ગીતો ગાઈએ,
હરિશું છાનાં રાખો રંગરે. ૨૨૮

તો મુનિવર ભાઈ !

તમે રંગ રાખો ગોર નરસું,
અને છોડો માયાની આશ રે;
તમમાં સાહેબ એમ છે,
જેમ ચંપા ફુલ માંહે સુવાસરે. ૨૨૯

તો મુનિવર ભાઈ !

જેમ ફુલ માંહે સુવાસ છે,
જેમ હરિ છે તમ હજુરરે;
જે ચૌટે ગીતો ગાવે બાવલે,
તે ગાફિલકે મન દૂરરે. ૨૩૦

તો મુનિવર ભાઈ !

જેને સદ્ગોર બ્રહ્માજી ભેટીયા,
તે બોલે બ્રહ્મ જ્ઞાનની વાણરે;
નિત્ય નિત્ય ગતગંગામાં આવી મલે,
આજ કલિમાં હિન્દુ પરમાણરે. ૨૩૧

તો મુનિવર ભાઈ !
કલિમાં હિન્દુ એજ છે,
જેને નારાયણ દેવ વિશેષરે;
એમ કલિમાં બ્રાહ્મણ એક છે,
જેને સતચિત્ત આનંદ અપારરે. ૨૩૨

તો મુનિવર ભાઈ !
હિન્દુ ગોર બ્રહ્માની હદમાં ના રહ્યા,
હરી ઉપરના આણ્યા વિશ્વાસરે;
પણ જે ગોર બ્રહ્માના ઘરને ભૂલી ગયા,
ત્યારે દુરીજન ઘરાયા નામરે. ૨૩૩

તો મુનિવર ભાઈ !
દેખો વ્રતિયા ક્યા કરે ?
જૂના વ્રત ધર્મને ધાએરે;
એ વ્રત ધર્મની વેળા વહી ગઇ,
પ્રત્યક્ષ દેવ દશમાં બેઠા આએરે. ૨૩૪

તો મુનિવર ભાઈ !
આજ પ્રત્યક્ષ બેઠા સાહેબ,
તે તલતલ ના લેખાં લેહરે,
જે હરામ ટુકડા ખાવે પારકા,
તે આજ નિશ્ચે નરકે જાએરે. ૨૩૫

તો મુનિવર ભાઈ !
વ્રતિયા વ્રત ધર્મને જાણે નહિ,
આજના વ્રત વછોડી જાયરે;
તે ઠામ હરિના જાણે નહિ,
તે શુનકારના પૂજે પાયરે. ૨૩૬

તો મુનિવર ભાઈ !
વ્રતિયા શુન પૂજે બાવલે,
એ મૂર્ખનાં જાણે કોઈરે;
જેણે ત્રણ ભુવન પેદા કર્યાં,
તે શુનકારમાં કેમ હોએરે ? ૨૩૭

તો મુનિવર ભાઈ !
એ નિરંજન દેવ તો આગળ હતા,
જ્યારે ન હતી માનવની જાતરે;
જ્યારે નિરંજને ૐકાર રૂપ ધર્યા,
ત્યારે સંસાર નિપાયો પોતાને હાથરે. ૨૩૮

તો મુનિવર ભાઈ !
વ્રતિયા વ્રત ધર્મ જાણે નહિ,
તે કુળ વછોડી જાએરે;
બેસે ઉંચે સ્થાનકે પંડિત થઈ,
તે દર્શન સાહેબનાં ના પામેરે. ૨૩૯

તો મુનિવર ભાઈ !
તેને દર્શન ન દે સાહેબ,
જે ઘર ઘરનાં ટુકડે આહાર લેએરે;
તે શિરકી કાઢે પાઘડી,
અને ઘર ઘર ફેરા દેહરે. ૨૪૦

તો મુનિવર ભાઈ !
ઊટ ક્રોડી વાડી દયાલની,
તે દેવે રચી છે આપરે;
જે વ્રતિયા યતી હોઈ ચુંટાવશે,
તેને પાપ ઘણેરાં હોયરે. ૨૪૧

તો મુનિવર ભાઈ !
કાયા વાડી છે દયાળની,
તે દેવે પોતે રચી છે જેહરે,
વ્રતિયા જતી તેને થડથી ચુંટાવશે,
તેના પાપનો હોવે છેહરે. ૨૪૨

તો મુનિવર ભાઈ !
આજ કલિમાં વ્રતિયા કોણ છે ?
તેના ભેદ ના જાણે કોઈરે;
પાંચે વશ રાખી ક્રિયા સો પાળશે,
સદ્દગોર કહે કલિમાં વ્રતિયા સોહીરે. ૨૪૩

તો મુનિવર ભાઈ !
રોમ બિચારા કયા કરે ?
જેને પાપ કપટ દિલમાં હોએરે;
જો સાચવટ હોયે દિલમાં,
તો રોમ ન ચુંટાવે કોઈરે. ૨૪૪

તો મુનિવર ભાઈ !
આ ઘેટાં સર્વ વ્રતિયા તોલ છે,
ઉનકે શિર બાલ હોએરે;
તે જીવ દયા પાળે બોહોત કર,
પણ તે સ્વર્ગે ના પહોંચ્યા કોએરે. ૨૪૫

તો મુનિવર ભાઈ !
આજ ઘટમાં વ્રત કમાઈએ,
ઘટમાં ધર્મના ઠામરે;
આ ધર્મ વ્રત છે દિલમાં,
બાહેર ફરે સો ગમારરે. ૨૪૬

તો મુનિવર ભાઈ !
યોગી જંગમ બોહોત હે,
બોહોત કરે ગુમાનરે;
આજ કલિમાં ગોર નર આવીયા,
ભાઈ તિસ્કાએ ના જાણે ઠામરે. ૨૪૭

તો મુનિવર ભાઈ !
યોગી યુક્તિ જાણે નહિ,
અને દિલ ના રાખે સાફરે;
તે ટુકડા ખાવે પારકા,
અને ફોગટ ચોળે રાખરે. ૨૪૮

તો મુનિવર ભાઈ !
યોગી જૂઠા આપ હે,
અને યોગ વછોડી જાએરે;
તે તો ઠામ હરિના જાણે નહિ,
તે પથ્થરને લાગે પાએરે. ૨૪૯

તો મુનિવર ભાઈ !
ઘટમાં તિર્થ સન્મુખા,
ઘટમાં ધર્મનાં દ્વારરે,
ઘટમાં ધર્મ કમાઈએ,
બાહેર ફરે સો ગમારરે. ૨૫૦

તો મુનિવર ભાઈ !
કલિમાં સાચા યોગી જાંબુદ્વીપમાં,
તે જાણે સર્વે યોગીના ઠામરે;
જેણે સર્વે યોગ સર્જીયા,
તેનાં ઈંદ્ર ઈમામશાહ નામરે. ૨૫૧

તો મુનિવર ભાઈ !
આજ યોગી યુગમાં એક છે,
જેણે સર્જી ચારે ખાણરે,
તે યોગીનાં દર્શનથી છુટીએ,
એથી અમર થાએ પ્રાણરે. ૨૫૨

તો મુનિવર ભાઈ !
દેખો મુંડિયા વૈરાગી ક્યા કરે ?
જે જ્યોત ધર્મને ધાયેરે;
જે ઠામ હરિના જાણે નહિ,
તે ટુકડા માંગી ખાએરે. ૨૫૩

તો મુનિવર ભાઈ !
જ્યોતિયા મુંડીયા વૈરાગી જાણે નહિ,
અન્ય યોગકા મારગ લહેરે;
જે શિરકી કૂટે પાઘડી,
અને ઘર ઘર ફેરવે દેહરે. ૨૫૪

તો મુનિવર ભાઈ !
જ્યોતિયા જ્યોત પ્રકાશી જાણે નહિ,
અને જ્યોતિ ધર્મનો ધાએરે;
જ્યોતિ પુરુષનો ઘર ભૂલીયા,
તે તો યુગમાં માંગી ખાએરે. ૨૫૫

તો મુનિવર ભાઈ !
તેણે કુળ વગોવ્યું આપણું,
અને ઘર ઘર માંગે ભીખરે;
પોતાનું દિલતો થર નહિ,
અને યુગને દેવે શિખરે. ૨૫૬

તો મુનિવર ભાઈ !
મૂંડ મૂંડાવે હરિ મિલે નહિ,
એમ તિર્થ કરે પાપ ના જાએરે;
જો જ્યોતિ પુરુષકા ઘર ભૂલી ગયા,
તે ચૌટે બેઠા ગીતો ગાએરે. ૨૫૭

તો મુનિવર ભાઈ !
ચૌટે ચૌટે ગાડર મૂંડીએ,
તેમ જ્યોતિયા વૈરાગી એ તોલરે;
જો મુંડ મુંડાવે હરિ મિલે,
તો એ ગાડર પામે મૂલરે. ૨૫૮

તો મુનિવર ભાઈ !
તમે હૃદય ખોલી જુઓ આપણું,
કાંએ ભૂલાવો લોકરે ?
જો મુંડ મુંડાવે હરિ મીલે ?
તો ગાડર પામે મોક્ષરે. ૨૫૯

તો મુનિવર ભાઈ !

આજ મુંડીયા વૈરાગી કોણ છે ?
તિસ્કા ભેદ ના જાણે કોએરે;
જેને સદ્દગોર બ્રહ્માજી ભેટીયા,
કલિમાં જ્યોતિયા મુંડિયા વૈરાગી સોએરે. ૨૬૦

તો મુનિવર ભાઈ !

આજ કલિમાં જ્યોત છે જાંબુદ્વીપમાં,
તેના અથર્વવેદમાં જાણો ઠામરે;
જે સદ્દગોરને વાયકે ચાલીયા,
તેના મુંડિયા વૈરાગી નામરે. ૨૬૧

તો મુનિવર ભાઈ !

જ્યોતિ પુરુષ એમ પાઈએ,
દેહ કસે દર્પણ થાએરે;
જેમ લોઢું બાળીએ અગનમાં,
ઉપરે દઈએ ઘણકેરા ઘાએરે. ૨૬૨

તો મુનિવર ભાઈ !

ઘણના ઘા તો એણે સહ્યા,
અગનમાં પેસે બહુ વારરે;
તોએનાં પાયા જ્યોતકું,
તબ દીયા હથોડા મારરે. ૨૬૩

તો મુનિવર ભાઈ !

જેણે માર હથોડાની સહી,
અને રાખ્યા અગન શું સ્નેહરે;
તોએ ના પાયા જ્યોતકુ,
તબ શરાણે છોલાવી દેહરે. ૨૬૪

તો મુનિવર ભાઈ !

જેણે દેહ છોલાવી આપણી,
અને કશું ના રાખી ખોટરે;
ઈતના કષ્ટ જ્યારે શિર સહ્યા,
ત્યારે દર્પણે આવી જ્યોતરે. ૨૬૫

તો મુનિવર ભાઈ !

જ્યોત જ્યોત આવી દિલમાં,
કસણીથી હુઆ અમુલરે;
મુનિવર એસા લોઢીએ,
જ્યેસા જ્યોત આરસી તોલરે. ૨૬૬

તો મુનિવર ભાઈ !

મનમાં કપટ છે આપણે,
દીલમાં ભરીયા બહોતરે;
જ્ઞાનના ઘણે કરીને કૂટીએ,
તો દિલમાં આવે જ્યોતરે. ૨૬૭

તો મુનિવર ભાઈ !
જ્ઞાનનો ઘણ કીજીએ,
ગુરુ શું રાખી સ્નેહરે;
સો ક્રિયાની શરણ કીજીયે,
તે ઉપર છોલાવો દેહરે. ૨૬૮

તો મુનિવર ભાઈ !
જેણે દેહ છોલાવી આપણી,
તેણે કશું ના રાખી ખોટરે;
કાટ માંહેલો મટી ગયો,
ત્યારે દર્પણમાં આવી જ્યોતરે. ૨૬૯

તો મુનિવર ભાઈ !
દર્પણ દીલને કીજીએ,
તો તને હરિ છે હજુરરે;
જેણે ગુરુની કશણી શિર સહી નહિ,
તે ગાફિલ કે મન દૂરરે. ૨૭૦

તો મુનિવર ભાઈ !
આપણો દેહ દર્પણ તોલ છે,
તીસકા ભેદ ના જાણે કોએરે;
જેણે મોહોર છાપ નહિ સ્વર્ગની.
તે ફિર ફિર લોહા હોએરે. ૨૭૧

તો મુનિવર ભાઈ !
પ્રથમ ઈતના કષ્ટ શિર સહ્યા,
તે યુગ જાણે સૌ કોએરે;
તેણે ખોટજ રાખી દિલમાં,
તે ફિર હુઆ લોહેકા લોહેરે. ૨૭૨

તો મુનિવર ભાઈ !
લોહેકા લોહા ફીર હુવા,
મૂર્ખ ભૂલ્યા સત્પંથની વાટરે;
જબ લુહાર કે ઘર ગયા,
તબ ઘડીયા બોહોતેરા ઘાટરે. ૨૭૩

તો મુનિવર ભાઈ !
એ ઘાટ ઘડ્યા ક્યા કીજીયે ?
એ પડ્યા લુહારકે હાથરે;
જે વેળાથી સો વહી ગઈ,
હવે પડ્યા ઘડાવે ઘાટરે. ૨૭૪

તો મુનિવર ભાઈ !
તમે ધર્મ ના છોડો બાપરે,
સત્પંથ સાચી વાટરે;
જે સત્પંથ છોડી અળગા ચાલીયા,
તે તો પડીયા ચોર્યાસી ઘાટરે. ૨૭૫

તો મુનિવર ભાઈ !
ઘાટ ઘડ્યા હવે નહિ ફરે,
આજ કલિયુગ છેલ્લી સંઘરે;
સદ્‌ગોર કહે પોકાર કર,
પણ મૂર્ખ ના ચેતે અંધરે. ૨૭૬

તો મુનિવર ભાઈ !
દેખો ગાફલ મંદીરે ક્યા કરે ?
તિસ્કા ભેદ ના જાણે કોએર;
ત્યાં જઈને તે પોકાર કરે,
પણ સાહેબ બેહેરાના હોએરે. ૨૭૭

તો મુનિવર ભાઈ !
જે જીભ્યાએ પોકારે બોત કર,
પણ સાહેબ શું હેત ના લાયેરે;
જેને કશણી દિલમાં ના રહી,
તેથી સાહેબ દયાવંતાના થાએરે. ૨૭૮

તો મુનિવર ભાઈ !
ગાફલ પોકારે બોહોત કર,
જાણે સાહેબ છે બહુ દૂરરે;
પણ જ્યેસા તનમાં પ્રાણ હે,
તેસા યુગમાં છે ભરપૂરરે. ૨૭૯

તો મુનિવર ભાઈ !
ગાફલ કે મન દૂર હે,
તિસ્થી સાહેબ હોવે બહુ દૂરરે;
જો સાચા સ્નેહ હોવે દિલમાં,
તો સાહેબ છે હજુરરે. ૨૮૦

તો મુનિવર ભાઈ !
છાના સ્નેહ રાખી એ સાહેબ શું,
કરો ગોર નરની આશરે;
પણ જેમ નયન માંહે પુતલી,
તેમ તેરા સાહેબ તુજ પાસરે. ૨૮૧

તો મુનિવર ભાઈ !
જૈસી નયન માંહે પુતલી,
તેસા સાહેબ હજુરરે;
જેની માયા મમતા મરે નહિ,
તે ગાફલ કે મન દૂરરે. ૨૮૨

તો મુનિવર ભાઈ !
જેસી નયન માંહે પુતલી,
તેસા સબ ઘટ હરિ ભરપૂરરે;

જેના સ્નેહ પ્રગટ્યા,
તે ઘટમાં દેખે હરિ હજુરરે. ૨૮૩

તો મુનિવર ભાઈ !
પ્રેમી જન તો ક્યા કરે.
પ્રેમ દેખાડે દેહ રે,
હરીનામ બોલે જીભથી,
દીલમાં નરાખે પ્રેમરેઃ ૨૮૪

તો મુનિવર ભાઈ !
મંદીરે દર્શન નિત્ય કરે,
અને કુમાર્ગે જાયરે,
તીસે હરીજન મત કહો,
તે લક્ષ ચોર્યાસી ફેરા ખાએરે. ૨૮૫

તો મુનિવર ભાઈ !
શરાબ સ્યાતાના પીજીએ,
ને પર સ્ત્રી પાસે જાયરે;
તેને હરીજન મત કહો,
તે લક્ષ ચોર્યાસી ફેરા ખાએરે. ૨૮૬

તો મુનિવર ભાઈ !
હરામ મુર્દાર કોણ છે ?
તિસ્કા ક્યું ના જાણે વિચારરે;
જુઠી બદબોઇ હરામ છે,
જીવ હિંસા સો મહાપાપરે. ૨૮૭

તો મુનિવર ભાઈ !
નિંદા બદબોઈ હરામ છે,
લાંચ રૂશ્વત સો મહાપાપરે,
તીસે હરીજન મત કહો,
તે પડે લક્ષ ચોર્યાસી ઠારરે. ૨૮૮

તો મુનિવર ભાઈ !
આજ કલિમાં હરીનાજન કોણ છે ?
એના કોઈ ના જાણે ભેદરે;
સદ્‌ગોર ઈમામશાહે ભાંખીયા,
એમ બોલે અથર્વવેદરે. ૨૮૯

તો મનિવર ભાઈ !
આજ કલિમાં હરિજન કોણ છે ?
તિસ્કા કહું તમને વિચારરે;
જેણે પાંચે ઈન્દ્રી વસ કરાવી દિલમાં,
સોહી સાચા હરિજન દીનદારરે. ૨૯૦

તો મુનિવર ભાઈ !
પ્રથમ જીભ્યા વસ કીજીએ,
પરનિંદા જુઠને વારરે;
હરદમ સાહેબને સંભારીયે,
મુખથી કેને ના કહીયે મરરે. ૨૯૧

તો મુનિવર ભાઈ !
દુજી ઈન્દ્રી વસ કીજીએ,
જે પર સ્ત્રી ગમનને વારરે;
કામક્રોધ જેને વસ નહીં,
તેના ક્યા રહ્યા વિચારરે ? ૨૯૨

તો મુનિવર ભાઈ !
ત્રીજી આંખ ઈન્દ્રીવસ કીજીએ,
બુરી નજર શું મત દેખરે;
રૂપ રંગ સર્જયા સાહેબ ના એક છે,
એ સર્વે એકજ મીટ્ટી પેખરે. ૨૯૩

તો મુનિવર ભાઈ !
ચોથી કાનની ઈન્દ્રીવસ કીજીએ,
હરિ નામ સુણતા દિન જાયેરે,
કેની નિંદા બદબોઈ સુણે નહિ,
સોહી હરીજન સાચા કહેવાએરે. ૨૯૪

તો મુનિવર ભાઈ !
પાંચમી હાથ પગની કર્મઈન્દ્રી વસ કીજીયે,
કોઈ પ્રાણી ઉપર હાથ ના ઉઠાએરે;
મારતા જીવને મુકાવીએ,
ભાઈ અસતે ના દીજે પાએરે. ૨૯૫

તો મુનિવર ભાઈ !
પાંચે ઈન્દ્રીવસ દિલમાં કીજીએ,
અને શ્રદ્ધા સાબુત રાખરે;
નિત્ય નિત્યનમીં હરીની કરે ભક્તિ,
સો હરીજન સાચા જાણેરે. ૨૯૬

તો મુનિવર ભાઈ !
સેવા ભક્તિ સાહેબનાં કરે,
હરીસું લાવે હેતરે;
જો નિત્ય નિત્ય ગતગંગામાં આવી મળે,
સો હરીજન સાચા કહેવાએરે. ૨૯૭

તો મુનિવર ભાઈ !
દયા દયા સબ કોઈ કહાવે,
પણ દિલમાં ના રાખે સત્યરે;
સાચા મુનિવર આપણા,
ઉનકું દયા આંખો અન્નતરે. ૨૯૮

તો મુનિવર ભાઈ !
આંખો અન્નત કેમ જાણીયે ?
જેણે ભેટ્યા સદ્‌ગોર નુરરે;
જેણે જ્ઞાન આંખે શાહ નિર્ખીયા,
તેનાં પાપજ થાયે દૂરરે. ૨૯૯

તો મુનિવર ભાઈ !
દો દો આંખો સર્વને છે,
પણ ઉલટા દેખે લોકરે;
જેણે પાંચ પવિત્ર કીધા નથી,
સો કેમ પાવે મોક્ષ પદરે ? ૩૦૦

તો મુનિવર ભાઈ !
મોક્ષ મુક્ત તો પામીએ,
જો દેહી કીજે મહી તોલરે;
તેમાં નેહકા રવૈયા બાઈયેં,
તો શાહ માખણ પાવે અમોલરે. ૩૦૧

તો મુનિવર ભાઈ !
દુધ દહીમાં ગ્રથ છે,
તેને પ્રગટ ના દેખે કોઈરે;
તે જ્યારે મથીને બાહેર કાઢીએ,
ત્યારે ગ્રથ કહેવે સબ કોઈરે. ૩૦૨

તો મુનિવર ભાઈ !
ગોર નરશું વલોણા વલોઈએ,
કૂડ કટપથી મત રાચશે;
સંસારમાંથી ગોર નર ગ્રથ કાઢી લીજીએ,
અને દુનિયા તજીએ કરી છાસરે. ૩૦૩

તો મુનિવર ભાઈ !

જે ગોર નર શું વલોવી ન શક્યા,
અને કરતા મોટી વાતરે;
તે સંસારી ચાહે છાસકું,
તેને ગ્રથ ના આવે હાથરે. ૩૦૪

તો મુનિવર ભાઈ !

દુનિયા છાસકું રાચીહે,
સંસાર આહે છાસ તોલરે,
દન ચાર જો છાસ રાખીએ,
તો કશુ ના આવે મોલરે. ૩૦૫

તો મુનિવર ભાઈ !

મૂલના આવે છાસકા,
તે ખાટી હોવે તત્તક્ષરે;
પણ ગ્રથ મોંઘે મૂલ છે,
તે રાખો બોહોતજ પક્ષરે. ૩૦૬

તો મુનિવર ભાઈ !

એસા વલોણા વલોવો સાચશું,
તમે દાનત રાખી ઠામરે;
સંસારમાંથી ગોર નર ગ્રથ લીજીએ,
આપણે છાસ શું નાહીં કામરે. ૩૦૭

તો મુનિવર ભાઈ !
પ્રત્યક્ષ આપણી કાયા ગોળી છે,
તેમાં ગોર નર રવૈયો બાએરે;
જો દમે દમે દેહ વલોવીએ,
તો શાહ માખણ નયણે આએરે. ૩૦૮

તો મુનિવર ભાઈ !
એ પડછા છાસકી યું કહા,
આપણા હ્દયમાં દેખો ખોલરે;
આ સત્પંથ પદાર્થ એમ છે,
જેમ છાસ ગ્રથને મોલરે. ૩૦૯

તો મુનિવર ભાઈ !
ઐસા માખણ તો પાઈએ !
હરિ શું વલોવતાં શંકા ના રાખરે;
તમે તબ જા પાવો ગ્રથને,
જો સંસાર તજો કરી છાસરે. ૩૧૦

તો મુનિવર ભાઈ !
જબ લગી કાયા આપણી,
તબ લગ હરીનામ વલોવો ઠામરે;
કાયા ગોળી જ્યારે વણસી જાશે,
પછી કશું ના આવે કામરે. ૩૧૧

તો મુનિવર ભાઈ !
જબ કાયા ગોળી ફૂટી ગઈ,
જેની દાનત ના રહી ઠામરે;
એ જીવ છાસ માંખણથી રહ્યા,
પછી ગયા લક્ષ ચોર્યાસી ઠામરે. ૩૧૨

તો મુનિવર ભાઈ !
આજ કલિયુગમાં વેળા છે દોહેલી,
તમે રાખજો આપણું આપરે;
જો સદ્દગોર ના આદેશ લીજીયે,
તો જાવે લક્ષ ચોર્યાસીના પાપરે. ૩૧૩

તો મુનિવર ભાઈ !
ચરણામૃત પીને જે ગાફલ હોઈ રહ્યા,
તેને સાહેબ દેશે ઘણકેરી મારરે;
સતી લોક જેમે સાચા ચાલજો,
તો ઉતરશો ભવ પારરે. ૩૧૪

તો મુનિવર ભાઈ !
અમરાપુરમાં વાશો તમારો,
તે ઉપર કલ્પવૃક્ષની છાંયરે;
મનગમતા મેવા ભોગવશો,
આનંદે અમૃત ફળ ખાએરે. ૩૧૫

તો મુનિવર ભાઈ !
પૂરા સત્પંથ કમાઈએ,
તો પરીયા તરશે ઈકોતેરસો આયેરે;
ઈકોતેરસો માઈ, બાપને સાસરી સાત ના,
તે લઈ અમરાપુર જાએરે. ૩૧૬

તો મુનિવર ભાઈ !
એવા સુખ ત્યાં ભોગવો,
વેહતરણી ઉતરો ભવ પારરે;
ગોરની સતે ચરણામૃત પીજીએ,
તો હરિ દેવે ત્યાં દર્શન રે. ૩૧૭

તો મુનિવર ભાઈ !
આદ અંતના દેવ એકઠા થાશે,
જેણે કશણી કી ખાસરે;
જો ગોર ઈમામશાહનું વચન માનશે,
તો થાશે અમરાપુરમાં વાસરે. ૩૧૮

તો મુનિવર ભાઈ !
અમરાપુરમાં સુખ પામશો,
તે ગુરૂ ઈમામશાહને વચનરે;
આ તપસ્વી ગોર ઈમામશાહ ઓધારશે,
તમે અમર થાશો નિર્વાણરે. ૩૧૯

તો મુનિવર ભાઈ !

પ્રથમ આઠ લાખ કરણ સરજીયા,
ત્યાં ગોરે તપસ્યા કીધી જાણરે;
એ ગોર પ્રતાપે અનંત કરોડી જીવ ઓધાર્યા,
જેણે અવિચળ રાખી વિશ્વાસરે. ૩૨૦

તો મુનિવર ભાઈ !

પછી ચાર કલફે ઝાંખા તર્યા,
મેઘા કીન્નર અને તેત્રીસ ક્રોડી સિધ્યા જાણરે,
આ ગોરના તપે કરીને ઓધાર્યા,
અમર થયા નિર્વાણરે. ૩૨૧

તો મુનિવર ભાઈ !

કરતા યુગે બ્રહ્માજીએ તપ કીધા,
સત્પંથે ધાયા ભક્ત પ્રહલાદરે;
ત્યાં ગોરનાં તપે પાંચ ક્રોડ જીવ ઓધાર્યા,
તે પામ્યા અવિચળ રાજરે. ૩૨૨

તો મુનિવર ભાઈ !

ત્રેતા યુગે વશિષ્ઠજીએ તપ કીધા,
તે ગોરે તપ કીધા ખાસરે;
ભક્ત હરિશચંદ્ર ક્રોડી સાતશું,
તે પામ્યા વૈંકુંઠ વાસરે. ૩૨૩

તો મુનિવર ભાઈ !

દ્વાપર યુગે વિદર વ્યાસગોરે તપ કર્યા,
પૂરા પ્રેમે હરિશું ચિત લાએરે;
તેણે તપે નવ ક્રોડી યુધિષ્ઠર નિપજ્યા,
તે પહોંચ્યા સ્વર્ગાપુર માંહેરે. ૩૨૪

તો મુનિવર ભાઈ !

કલિયુગે બાર ક્રોડી જીવ નિપજ્યા,
તે સદ્‌ગોર સહદેવ સાથે જાયરે;
ગોરે કંઈક મોટાઈ આણી દિલમાં,
જેથી વજ્ર ભીંત આડી થાયેરે. ૩૨૫

તો મુનિવર ભાઈ !

એક પગે ગોર ઉભા રહ્યા,
મનથી માફી માગી વારંવાર;
એણી પેરે છમાસ ગુરૂએ તપ કર્યાં,
ત્યારે સાહેબે દીધા દર્શનરે. ૩૨૬

તો મુનિવર ભાઈ !

આદીનાં ગોર ગોર સહદેવ કહીએ,
તેના ગુરૂ હરી શાહ પરમાણરે;
તેમને ગુરૂ ઈમામશાહ જાણજો,
અથર્વવેદી ગોર એ જાણરે. ૩૨૭

તો મુનિવર ભાઈ !
એ અગમ ચરિત્ર સુણો દેવના,
સત્પંથના એ વ્યવહારરે;
ગોરના વચન અવિચળ પ્રમાણશે,
તે પામશે અમરાપુરનાં દ્વારરે. ૩૨૮

તો મુનિવર ભાઈ !
આગે ચાર કલફ ત્રણે યુગ વહિ ગયા,
આજ કલિયુગ છેલ્લી સંઘરે,
તેમાં ચેતી શકો તો ચેતજો,
નહિ તો પડશો ચોર્યાસીને બંધરે. ૩૨૯

તો મુનિવર ભાઈ !
ઈંદ્ર ઈમામશાહે એમ ભાંખીયા,
તમે સાંભળો મુનિવર ભાઈરે;
જો આ છેલ્લી સંઘે આવી મળો,
તો મુનિવર સાચી તમારી કમાઈરે. ૩૩૦

તો મુનિવર ભાઈ !
ગુરૂ ઈમામશાહે સહી ભાંખીયા,
સચિયારા અવિચલ રાખો વિશ્વાસરે;
સદ્ગોરજી વાણી એમ બોલીયા,
સુણો મુનિવરો રાખી વિશ્વાસરે. ૩૩૧

તો મુનિવર ભાઈ !

આવા અથર્વવેદી ગોર ઈમામશાહે ભાંખીયા,
આ કલિયુગે છેલ્લી સંઘરે;
જે કોઈ ભણે સુણે ને પાળસે,
તે પામશે નવ નિઘરે. ૩૩૨

તો મુનિવર ભાઈ !

આ વેદ વચન એક મને સાંભળો,
તમે એકાંતે નરને નારરે;
આ કહેણીયે જે ચાલશે,
કહે ઈમામશાહ, તે પામશે મોક્ષપદ નિર્વાણરે. ૩૩૩



# દશ અવતારની આરતી...

જયદેવ જયદેવ ! જય સદ્‌ગુરુસ્વામી ! પ્રભુ, જય સદ્‌ગુરૂસ્વામી
આરતી કીજે નકલંક દેવની અક્ષય પદ ધામી ॥ જયદેવ
પ્રથમ મચ્છ અવતરે માર્યો શંખસુર પાપી ॥ પ્રભુ માર્યો
ચાર વેદ લાવીને દીધા, બ્રહ્માને આપ્યા ॥ જયદેવ ૧
બીજો કુર્મ અવતારે, પર્વત પીઠ ઉપર ધાયો ॥ પ્રભુ પર્વત
સાત સમુદ્ર મંથન કરીને, ચૌદ રતન કાઢ્યાં ॥ જયદેવ ૨
ત્રીજો વરાહ અવતારે, માર્યો મોરધ્વજ પાપી ॥ પ્રભુ માર્યો
દાઢે ગ્રહી લઇ આવ્યા, અવની ઉર સ્થાપી ॥ જયદેવ ૩
ચોથો નરસિંહ અવતારે, માર્યો હિરણ્યાકશ્યપ ભૂપ પ્રભુ માર્યો
નખથી માર્યો પાપી, લઇ નરસિંહ રૂપ ॥ જયદેવ ૪
પાંચમે મહા બલિરાય, દેખી સુરનર કાંપ્યા । પ્રભુ દેખી
વામન રૂપ ધરી બલીને, પાતાળે ચાંપ્યા ॥ જયદેવ ૫
છઠે પરશુરામ અવતારે, ફરશી હાથોમાં લીધી પ્રભુ ફરશી
સહસ્ત્રાર્જુન મારી પૃથ્વી નક્ષત્રી કીધી ॥ જયદેવ ૬
સાતમે રામ અવતારે, આનંદ કૌશલ્યા પામી । પ્રભુ આનંદ
દશમુખ રાવણ માર્યો, સીતાના સ્વામી ॥ જયદેવ ૭
આઠમે કૃષ્ણ અવતારે, ગોવિંદ ગોકુળ ગૌ ચારી પ્રભુ ગો.
મામા કંસને માર્યો, ગોવર્ધન ધારી ॥ જયદેવ ૮
નવમે બુદ્ધ અવતારે, ભાર ભૂમિ પર વધ્યો । પ્રભુ ભાર
ધ્યાન ધરી ધરણીધર બેઠા, યોગ યુગાત સાધ્યો ॥ જયદેવ ૯
દશમે નકલંકી અવતાર, પૃથ્વી નકલંકી કરશે । પ્રભુ પથ્વી
દૈત્યને મારીને હરિ સુધ સેવકની લેશે ॥ જયદેવ ૧૦

દશ અવતારની આરતી, જે કોઇ ભાવે ગાશે । પ્રભુ જે કોઇ આરતી બોલ્યા સદ્‌ગુરૂ બ્રહ્મા, મોક્ષગતિ થશે ॥ જયદેવ ૧૧

ૐ શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાન કી જય.
ૐ શ્રી સદ્‌ગુરુ ઇમામશાહ મહારાજ કી જય.
ૐ શ્રી સતપંથ સનાતન ધર્મ કી જય.

●

## ભજન

### ★ ઓ ઈશ્વર ભજીએ તને ★

ચોખ્ખો મારો ઓટલો, ચોખ્ખો ઘરનો ચોક ।
ચોખ્ખાં કપડા જોઇને, ચોખ્ખું કહે સૌ લોક ॥
ચોખ્ખું મારું મુખડું, ચોખ્ખા મારા હાથ ।
ચોખ્ખા મારા દિલમાં, રહે જગતનો નાથ ॥
પરોઢિયે નિત ઉઠીને, લેવું ઈશ્વર નામ ।
દાતણ કરી નાહ્યા પછી, કરવા પાઠ તમામ ॥
કહ્યું કરો મા બાપનું, દો મોટાને માન ।
ગુરુને બાપ સમા ગણો, મળશે સારું જ્ઞાન ॥
જૂઠું કદી ન બોલવું, ત્યજવું આળસ અંગ ।
હળીમળીને ચાલવું, રાખવો સારો સંગ ॥
ઓહ ! ઈશ્વર ભજીએ તને, મોટું છે તુજ નામ ।
ગુણ તારા નિત્ય ગાઇએ, થાય અમારાં કામ ॥
હેત લાવી હસાવ તું, સદા રાખ દિલ સાફ ।
ભૂલ કદી કરીએ અમે, તો પ્રભુ કરજો માફ ॥

ૐ શાંતિઃ ! શાંતિઃ ! શાંતિઃ !

આટલું તો અવશ્ય કરો.

